∵ રસદાયક નવલકથા ∵

# દગાબાજ દુશ્મન



પ્રકાશક :

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

ઠે. રીચીરોડ, બાલાહનુમાન, અમદાવાદ.



આવૃત્તિ ૧ લી ∴ પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૪ ∴ સને ૧૯૨૬

કીંમત ૦-૮-૦



# દગાબાજ દુશ્મન



## પ્રકરણ ૧ લું.



### "વૈરની વૃદ્ધિ."

સવિતા દેવ નભમંડળમાં ધીમે ધીમે પ્રવેશી સોનેરી કીરણોથી દૂરના ડુંગરાઓને સુવર્ણ સમાન જણાવતા હતા. મધુરા પવનની શીતળ લહેરીયો શરીરને સ્પર્શ કરી આનંદ ઉપજાવતી હતી વૃક્ષોના કુંજમાં બુલબુલ, મેના ઇત્યાદી પક્ષીઓ મધુરા શબ્દોથી ટહુકાર કરી રહ્યાં હતાં. આવા સુખકારક શાન્તિના સમયે સરોજકુમાર સરલાનો હાથ પકડી રમ્ય ઉપવનમાં ફરતો હતો. બન્ને જણાં આનંદયુક્ત વાર્તાલાપ કરતાં, રંગબેરંગી પુષ્પોને નિહાળતાં, આસ-પાસ સાનંદાશ્ચર્યથી જોતાં, થોડીવારે રત્નવતી સરિતાને કિનારે આવ્યાં.

સાંજનો સમય, સરિતાનો પ્રવાહ, અને શીતળ સમીરની લહેરો ગમે તેવા અશાન્ત હૃદયને પણ શાન્ત કરી શકે એવો રમણિય દેખાવ હતો. બન્ને જણાં કિનારે આવી ઘણી વાર સુધી શાન્તિથી સરિતાનો વહેતો પ્રવાહ જોઇ રહ્યાં. બાદ આખરે સરોજથી બોલ્યા વિના ન રહેવાયું, તેણે સરલાનો હાથ પકડી કહ્યું, "સરલા ! જો તો આ રત્નવતી કેવા ગંભીર દેખાવથી વહન કરે છે !"

" પણ તે આમ ક્યાં જાય છે, તે તમે જાણો છો ?" સ્મિત હાસ્યથી સરલાએ પૂછ્યું.

" હા. "

" ક્યાં ? "

" સમુદ્રમાં. "

" સમુદ્રમાં શા માટે જતાં હશે ? "

" તે સમુદ્રમાં સમાય છે ! "

" પણ તેમને સમુદ્રમાં સમાવાનું કારણ ? તે તેમનો શું થાય ?"

" અરે ઘેલી ! સમુદ્ર તો રત્નવતીનો સ્વામિ થાય. "

" ત્યારે તમે મારા શું થાઓ ?" સરલાએ વિચિત્ર પ્રશ્ન પૂછ્યો.

" તું માને તે. " સરોજે હસીને જવાબ આપ્યો.

" હું શું માનું ? તમે કહોને ? ",

" સરલા ! હું કહીશ ને તું ક્યાંક રીસાઇશ તો ? "

" નહિ રીસાઉં કહો જોઇએ ? "

" સરલા ! પંદર દિવસ પછી હું તારો સ્વામિ અને તું મારી પત્ની થઇશ. "

" પણ અત્યારે ? "

" અત્યારે તો કાંઇ નહિ. "

" કાંઇ નહિ કેમ ? કંઇ પણ હોવું તો જોઇએ, કારણ કે તે સિવાય કેવી રીતે આપણે આટલી છૂટથી ફરી હરી શકીયે ?"

" અરે વાહરે ! ત્હેં તો ખુબ કરી ! હવે મારે તને શું કહેવું તેની સમજ મને પડતી નથી. હાં,...સરલા ! આપણે હાલ તો બાળ-સ્નેહિયો કહેવાઇએ. "

"જ્યારે આપણે બાળસ્નેહિયો છીએ ત્યારે આપણામાં પ્રાણુ-નાથ ને પ્રિયતમા વગેરે ઉપનામો વપરાય કે નહિ ?"

"સરલા ! જ્યાં પ્રેમનું ઐક્ય છે, અને હૃદયના આત્માને તે પ્રેમ દ્રઢ થયેલો લાગે છે કે એ દ્રઢ થયેલું પ્રેમબંધન હવે કદાપિ તૂટવાનું નથી; તોજ એવાં ઉપનામોથી બોલાવી શકાય."

"જ્યારે એમ છે ત્યારે મારો આત્મા સાક્ષી પૂરે છે કે મ્હારો પ્રેમ તમારા પ્રત્યે દ્રઢ છે. તે હવે તૂટયો તૂટવાનો નથી છોડાવ્યો છુટનાર નથી. પણુ વારૂં તમારા હૃદયમાં કેમ છે ?"

"સરલા ! તારૂં હૃદય ને મારૂં હૃદય એક છે, તારામાં જેવો પ્રેમ છે તેવોજ મારો પણુ પ્રેમ છે, એ તું સત્ય માનજે."

"એમ ! ત્યારે તો તમે હવે મને પ્રિયતમા કહો અને હું તમને પ્રાણુનાથ કહું."

"એમ કહેતાં તું પ્રથમની માફક રીસાઇશ તો ?"

"હવે શામાટે રીસાઉં ? કારણુ કે મારો પ્રેમ દ્રઢ છે. પણુ જો કદાચ તમારા પ્રેમમાં કંઇક હોય તો મને શું ખબર પડે ! અને કદાચ તેથીજ ના પાડતા હશો તો કોણુ જાણે !"

"સરલા ! સરોજની પ્રેમદેવી ! આજે આ તું શું બોલે છે ! પ્રિયે ! મારો પ્રેમ અચળ છે, સુંદરી, પ્રિયતમા વગેરે જે કહું તે તુંજ છે. વ્હાલી સરલા ! આવ, આમ મારી પાસે આવ, આપણે આ શીલાપર બેસી સાયંકાળની શોભા અવલોકીએ." આમ કહી સરોજે સરલાનો હાથ પકડયો. સરલા હસી પડી. બાદ બન્ને જણાં ત્યાં

પડેલા એક પહોળા પત્થર ઉપર બેસી આનંદપૂર્વક વાર્તાલાપ કરતાં સૃષ્ટિ સૌંદર્ય અવલોકવા લાગ્યાં.

આવી રીતે જ્યારે બન્ને જણાં આનંદમગ્ન થઇ રહ્યાં હતાં, ત્યારે તેમની પાછળ ઉપવનની ગાઢી ઝાડીમાં કંઇક અલૌકિક ઘટના બની રહી હતી ઉપવનનાં વૃક્ષોમાં કંઇક ખડખડાટ થઇ રહ્યો છે. ત્યાં નજર કરતાં વૃક્ષો જણાય છે કે જુથમાં એક શ્યામ પ્રચંડ કાય પુરૂષાકૃતિ છૂપાઇ રહી છે, ને તે વાર્તાલાપ કરતા પ્રેમિયુગલની તરફ વારંવાર દ્રષ્ટિ કરી રહી છે.

પેલી તરફ પત્થર પર બેસી સૃષ્ટિની રમણિયતા નિહાળતી સરલાને એકાએક કંઇક યાદ આવ્યું; ને તેથી તે ઉભી થઇ કહેવા લાગી, "સરોજકુમાર! તમે અહિં થોડી વાર બેસો, હું ઉપવનમાંથી થોડાંક પુષ્પ એકઠાં કરી આપને માટે એક માળા ગુંથી લાવું."

"સરલે ! અત્યારે ઉપવનમાં જવાની જરૂર નથી. સાંજ પડવા આવી છે. રખેને પુષ્પ વિણતાં તને કોઇ જાનવર દંશ દે."

"જાનવરના દંશનું ઝેર ઉતારનાર વૈદ્યરાજ જ્યાં સુધી પાસે છે ત્યાં સુધી મારે શા માટે ગભરાવું જોઇએ. વ્હાલા ! થોડીવાર વિરામ લ્યો, હું જલ્દીથી પાછી આવું છું." કહી મૃદ્ર મૃદુ હસતી સરલા ત્યાંથી ચાલતી થઇ.

નદીના કિનારે બેઠેલો સરોજકુમાર એ મધુર બાળાને જતી જોઇ રહ્યો. સરલાના અદ્રશ્ય થયા બાદ તેનાથી બોલાઇ જવાયું કે:— અહા ! કેવી મધુરી અને મનોહર બાળા ! સરલા ! વ્હાલી સરલા !

તને મેળવી ભાગ્યશાળી થઇશ. ખરેખર તું આ સૃષ્ટિના સૌન્દર્યની એક પ્રતિમા છે. અહા ! પવિત્ર બાળા ! તારૂં સુકોમળ નિર્દોષ મુખ જોઇ હું આનંદ પામું છું અને તારા ગયા પછી હું તારા વિયોગાગ્નિથી ઝુરૂં છું. હા, ધન્ય છે તને અને સદ્‌ગુણશાળી બનાવનાર તારાં માતા પિતાને. સરલા ! આ સંસારમાં જેને તારા સમાન સદ્‌ગુણી બાળા મળી હશે તેનો સંસાર ખરેખર સ્વર્ગ સમાન હશે. અહા...

મળી જેને સતી શાણી, તે સુભાગી જગમાં,
રાગી જગમાં, ખરો સુભાગી જગમાં, (૨)–મળી...
સતી છે પતીની છાંયા, ગુણો ન ગણી શકાયા,
લગની મધુરી શું લાગી જગમાં, (૨)–મળી...
મરી જો જગે કુનારી, નિહાળી નર્કની બારી,
ભલું થઇ જાઉં તો વેરાગી જગમાં, (૨)–મળી...

( લવ–કુશ. )

સત્ય છે, કવીયોનાં વચન સત્ય છે. જેને દુષ્ટ નારીથી પાનાં પડયાં હશે તેનો જન્મારો વૃથાજ સમજવો. આમ વનમાં બોલતો સરોજ શાન્ત રહ્યો ને ખળખળ અવાજ કરી વહેતી સરિતાના જળને જોઇ રહ્યો.

સરોજની પાસેથી ગયેલી સરલા ઉપવનમાં આમ તેમ ફરી પુષ્પો વીણવા લાગી અને એકઠાં થયેલા પુષ્પોને ઓઢણીના છેડામાં ભરવા લાગી. એટલામાં તે જે જગ્યાએ પુષ્પો વીણી એકઠાં કરતી હતી, તે સ્થળેથી અચાનક પ્રથમ છૂપાઇ ઉભેલો પુરૂષ બહાર નીકળી આવ્યો. તેણે શરીરપર કાળો ઝભ્ભો ઓઢેલો હતો. તેણે મ્હો પર કાળો

રંગ લગાવી મુખને વિકાળ બનાવ્યું હતું. તેનું માથું ખુલ્લું હતું. કમ્મરમાં છરો ખોશેલો હતો. આવા ભયંકર દેખાવના માણસને ઓચિંતો એક ત્યાં નીકળી આવેલો જોઇ સરલા ભયભીત થઇ, અને મુખથી એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકી નહિ; તે ઝાડના પાંદડાની માફક ભયથી ધ્રુજતી સ્તબ્ધ બની ઉભી રહી. તેની એવી સ્થિતિ નિહાળી તે પુરૂષ મુખથી વિકટ હાષ્ય કરી કહેવા લાગ્યો, સરલા ! મારી ઓળખાણ પડે છે કે !

સરલા નિરૂત્તર રહી.

પુનઃ તે માણસે કહ્યું, બ્હીશ નહિ. હું તને દુઃખ થાય એમ કરવા નથી ઇચ્છતો, કારણ કે તું તો મ્હારા હૃદયનું એક અમૂલ્ય રત્ન છે.

તેનું આવું બોલવું શ્રવણ કરી સરલા હિંમતથી બોલી ભાઇ? તારૂં બોલવું હું સમજી શકિત નથી. જો તું મને કષ્ટ આપવા નથી ઇચ્છતો તો મારી સાથે સ્પષ્ટ વાત કર ?

તું કહે એવી રીતે હું તારી સાથે વર્તવા તૈયાર છું ?" તે પુરૂષે કહ્યું.

"ત્યારે જણાવ કે તું કોણ છે ?" સરલાએ પૂછ્યું.

"સરલા! તને નિશદિન યાદ કરનાર અને તારા રૂપમાં દિવાનો થઇ ફરનાર, હું કૃષ્ણલાલ."

"કોણ તું કૃષ્ણલાલ ?"

"હા. હું કૃષ્ણલાલ."

"પાપી ! શું હજી તું જીવે છે ?'

"સરલાના સુખદાયક સ્વર્ગસુખને ભોગવવા આ કૃષ્ણલાલ હજી જીવે છે અને આજે ઘણા લાંબા સમયે પુનઃ તારી પાસે આવી તારો પ્રેમ યાચે છે."

"કૃષ્ણલાલ! તારી સઘળી આશાઓ આકાશ કુસુમવત છે. કારણ કે હું તો મારો પ્રેમ અર્પણ કરી ચૂકી છું."

"સરલા! તે પ્રેમ મારા પ્રત્યે ફેરવી નાખ કે જેથી આપણે સુખી થઇએ."

"અરે મુર્ખ! તું જાણે છે કે હું આ કોને કહું છું? શું એક શુદ્ધ ક્ષત્રિય બાળા તારા જેવા ગધર્વનું કહ્યુ માની તારા કહેવા પ્રમાણે વર્તશે? નહિ, કદાપિ નહિ, કૃષ્ણલાલ! જા અત્રેથી ચાલ્યો જા' હું તને હૃદયથી ધિક્કારૂં છું."

"શું તું મને ધિક્કારે છે?"

"હા, હું તને ધિક્કારૂં છું ને તું અહિંથી જલ્દી જાય એમ ઇચ્છું છું."

"સરલા! આ તારા વિલાસીને તારા વિલાસથી દુર જવાનું ના કહે. હું તને ખરા હૃદયથી ચાહું છું. તને સર્વ પ્રકારનું સુખ આપવા ઇચ્છું છું, મને નિરાશ કર નહિ."

"જા જા; ઓ વિષયાંધ! તું અહિંથી દુર થા અને તારા જેવી કોઇ કુલટાની આગળ જઇ કાલાવાલા કર કે જેથી તારી મન કામના પૂર્ણ થાય."

"નહિ, પ્રિય સરલા! હું તો આજે નિશ્ચય કરીનેજ આવ્યો છું કે તને લીધા સિવાય અહિંથી જવું નહિ."

" અરે મુર્ખના શીરોમણિ ! મને લઇ જતાં પહેલાં ક્યાંક તું ના પકડાઇ જાય ને કેદખાનાની અંધારી કોટડીમાં ના પુરાય તેની સંભાળ રાખજે."

" કદાપી એમ થશે તો પણ આ ક્રુધ્ધ કૃષ્ણલાલ આજે તારા આ સુકોમળ અધરોષ્ઠનુ પાન કર્યા સિવાય રહેનાર નથી."

" દુષ્ટ ! તે પહેલાં તો હું બૂમ પાડી કિનારે બેઠેલા મારા સરોજને બોલાવીશ. "

" એમ ! તો જલ્દીથી મારૂં બીજું કામ પુર્ણ થશે. તેના અહિં આવ્યા પહેલાં હું તારા ગુલાબી ગાલનું ચુંબન કરીશ અને પછીથી તારા સરોજના જીગરમાં આ છરો ભોંકી તેને પણ પુરો કરીશ

" અરે જુલમગાર ! હજારોને વિના કારણે દુખ દેનાર ! નરાધમ સમજજે કે આખરે તારાં અઘોર કાર્યોનો બદલો ઇશ્વર જરૂર તને આપશે અને તેજ દયાળુ તને ભયંકર નર્ક કુંડમાં નાખશે."

" અરે ઘેલી અબળા ! તું જાણે છે કે હું કોણ છું ? હું એક અઠંગ ઉઠાવગીર, બળવાન માણુસ ન માનનારી અબળાઓને સ્વાધીન લેનાર અને જુલ્મી બહારવટીયાઓનો સરદાર ઝેરી સાપ છું. હું આજે તને છોડનાર નથી. નાદાન બાળા ! યાદ રાખજે કે આ કૃષ્ણલાલ ભયંકર માણુસ છે. તે તારા ઇશ્વરને પણ તૃણાવત ગણે છે. સરલા ! બોલ હવે શું વિચાર છે ?', ખુશીથી પ્રેમ અર્પવો છે. કે બળાત્કારથી માનવું છે ? કહી કૃષ્ણલાલ તેની નજીક ગયો ને તેના પ્રચંડ હાથથી સરલાનો કોમળ હાથ પકડયો સરલા ધ્રુજી ઉઠી ને બેબાકાળી બની બોલી, " કૃષ્ણલાલ મારો હાથ મુકી દે મને જવાદે."

 

"સુંદરી ! હાથમાં આવેલા પારસમણીને ત્યાગનાર કેવળ નાલાયક મૂર્ખ ગણાય છે."

"ત્યારે શું તું મને નહિ જવા દે ?"

"એક વાર કહ્યું કે ના." કહી પાપી કૃષ્ણુલાલ સરલાને ખેંચવા લાગ્યો. વાઘના પંજામાં સપડાયેલી સરલાએ ભયંકર ચીસ પાડી, ચીસનો પડઘો ઉપવનમાં ફેલાઇ ગયો, કે તુર્ત કૃષ્ણુલાલે તેના મુખ પર હાથ ઢાકી તેને બોલતી બંધ કરી અને તે નિર્દોષ બાળાના મુખ નજીક તેનું પાપી મુખ લઇ જવા લાગ્યો. અરે હમણુાંજ આ શુદ્ધ બાળા પાપીના મુખસ્પર્શથી અપવિત્ર થશે ! પણુ એવામાંજ કિનારે બેઠેલા સરોજ સરલાની ચીસ સાંભળી ત્યાં દોડી આવ્યો અને વિલક્ષણુ પ્રકાર અવલોકતાંજ તેણે કૃષ્ણુલાલને પાછળથી એક સખ્ત મુક્કો લગાવ્યો, કૃષ્ણુલાલ ચમકયો અને પાછળ ફરી જોયું તો તેણે સરોજકુમારને જોયો. તેને જોતાંજ કૃષ્ણુલાલ બૂમ પાડી ઉઠયો અરે! કોણુ સરોજકુમાર ?

"હા, તારો કાળ, પાપી થા તૈયાર."

"સરોજ ! તું બાળક છે, માટે હજી સમજ, અને વિચાર કરી સરલાના પ્રેમનો ત્યાગ કર. કારણુ કે એક મ્યાનમાં બે તલવાર કેવી રીતે સમાય ?"

"ચૂપ કર પિશાચ ! સરલા તો આ હૃદયનો જીવાત્મા છે."

"એમ ! તો થા મરવાને તૈયાર !"

"ચાલ હોંશીયાર." કહી સરોજકુમાર કૃષ્ણુલાલને વળગી પડયો બન્નેનું દ્વંદ્વ યુદ્ધ થવા લાગ્યું. સુકોમળ સરોજ અને પ્રચંડકાય

કૃષ્ણલાલનું યુદ્ધ નિહાળી સરલા બૂમે બૂમ પાડવા લાગી. સરોજકુમાર પણ પૂર્ણ આવેશથી કૃષ્ણલાલને હઠાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. કૃષ્ણલાલે મનમાંજ નિશ્ચય કર્યો કે આજે સરોજ નહિ કે હું નહિ. એવી રીતે ધારીને તે સરોજને મારી નાંખવાના લાગ ખોળવા લાગ્યો. સરોજ તેના મનનો ભાવાર્થ સમજી તેને ફાવવા દેતો નહિ. બન્નેનું દ્વંદ્વ યુદ્ધ આશરે અર્ધો કલાક ચાલ્યું. એવામાં દૈવયોગે સરલાની ચીસોથી રાજ્યરક્ષકો ત્યાં દોડી આવ્યા. ગાડીવાન પણ હાજર થઇ ગયો. હવે હું પકડાઇ જઇશ ને રાજદ્રોહી ઠરી દેહાંત દંડની શિક્ષા ભોગવીશ. સમય આવે ફરીથી જોઇ લેવાશે. આમ મન સાથે એક ક્ષણ વારમાં કૃષ્ણલાલે વિચાર કરી લીધો. બાદ લાગ જોઇ સરોજની બાથમાંથી છૂટી તે પાપી પલાયન થઇ ગયો. પકડો, ખુનીને પકડો. એમ બૂમો મારતા સિપાઇયો તેની પાછળ દોડયા, પણ અંતે નિરાશ વદને પાછા આવ્યા. કૃષ્ણલાલ ગુમ થઇ ગયો. સઘળા આંખ્યો ચોળીને જોઇ રહ્યા. ત્યાર બાદ વધારે સમય ત્યાં રોકાવું યોગ્ય નહિ ધારી સરોજકુમાર સર્વ સાથે નગરમાં આવ્યો. સરલા રાજકુમારને મળી ભેટી ભદ્રકાળીએ જવાની અનુમતિ મેળવી પિતાને ઘેર ચાલી ગઇ.



## પ્રકરણ ૨ જું.

"કૃષ્ણલાલ"

નવાનગરના ઠાકોર જસવંતસિંહનો અંત આવ્યો, તેમની પછી તેમનો પુત્ર કૃષ્ણલાલ નવાનંગરની ગાદીએ આવ્યો. તે રાજ્ય કાર્યમાં લક્ષ્ય નહિ આપતાં નવાનગરમાં આખો દિવસ રખડતો, તેથી તેને ધીમે ધીમે હલકા લોકોનો સહવાસ વધતો ગયો. એના પરીણામથી છેવટે કૃષ્ણલાલ નીચ કર્મો કરતાં શીખ્યો. પિતાના મૃત્યુ પછી પૂર્ણ સ્વતંત્રા મળવાથી કૃષ્ણલાલ ઘણાંજ કુકર્મો કરવા લાગ્યો હલકા લોકોની સોબતમાં દિનરાત ભટકવા લાગ્યો. પ્રજાની દાદ ફરીયાદ પણ કોણ સાંભળે ? સતી સુકન્યાને પણ દુષ્ટ કૃષ્ણલાલ હદ ઉપરાંત ત્રાસ આપવા લાગ્યો. આખી રાત તે નીચ લોકોની સાથે હદ ઉપરાંત મદિરા પાન કરી કળાવતી નામની નાયકાને ત્યાં પડી રહેવા લાગ્યો. ત્યાં સઘળા આનંદ કરી જુગાર ખેલતા. પતિનાં દુષ્ટ આચરણોથી સુકન્યા મનમાં ઘણીજ મુઝાતી હતી. ખરેખર આ સંસારમાં નિયમ છે કે, જ્યાં સ્ત્રી સારી અને સદ્‌ગુણી હોય છે, ત્યાં તેનો પતિ અત્યંત દુષ્ટ વ્યસની ને પરદારા લંપટ હોય છે. જો પતિ ગુણવાન હશે તો પત્ની નીચ આચરણો આચરનારી ને ક્રોધમુખી હશે. કોઇ સ્થળે બન્ને સરખાં જોવામાં આવતાં નથી. જ્યારે સુકન્યા સદ્‌ગુ-

ણુનો ભંડાર હતી ત્યારે કૃષ્ણુલાલ સ્વેચ્છાચારી અને નીચ કર્મોનો ભંડાર હતો.

સવારમાં ઉઠતાં તે કસુંબાનું સેવન કરતો, આઠ વાગે મિત્રમંડળમાં બિરાજી ગાંજાની ચલમો ફુંકતો, બપોરે ભાંગ ઘુંટાતી ને તે પીધા પછી ચડસની ચલમો પીવાતી. બાદ સાંજે કળાવતીને ત્યાં મદિરાનું હદ ઉપરાંત સેવન થતું હતું, તેના મિત્રો પણ તેના જેવાજ હતા. સર્વ હાજી હા કરી તેના દ્રવ્યનું પાણી કરતા હતા. કરૂણાશંકર તેનો મુખ્ય મિત્ર હતો. દુષ્ટોની સોબતે કૃષ્ણુલાલ અઢળક પૈસાનો ગેર ઉપયોગ કરવા લાગ્યો. તેના નીચ આચરણોથી પ્રજા પણ કંટાળી ત્રાહ ત્રાહ પોકારવા લાગી. તીજોરીનું તળીયું દેખાવાથી પ્રજાની પર જુલમ ગુજરવા લાગ્યો, તેણે હલકા લોકોને સારા અધિકાર પર નિમ્યા હતા ને તે નીચ અધિકારીયો ગરીબ પ્રજાને અત્યંત રંજાડતા હતા. અનેક પ્રકારના નવનવા કરો પ્રજાની પર નાખવામાં આવ્યા. ધોળે દિવસે આબરૂદાર કુટુંબની વહુ દિકરીયોની લાજ લુંટાવા લાગી. ઠાકોર જાતેજ એવો એટલે પ્રજા ફરીયાદ ક્યાં જઇ કરે ? આવી રીતનો થતો અનહદ જુલમ ધીમે ધીમે મહારાજા ચંદ્રશેખરના જાણુવામા આવ્યો. ચંદ્રશેખરે તુર્તજ એક પત્રમાં સખ્ત લખાણ લખી કૃષ્ણુલાલને પ્રજાને સંતોષ આપવાનું જણાવ્યું. રાજ્ય જવાની બીકે કૃષ્ણુલાલે થોડા સમય સુધી પ્રજાની દાદ ફરીયાદ સાંભળી તેમનાં દુઃખ દૂર કર્યાં, કૃષ્ણુલાલ પોતાને સારો કહેવડાવવા વારંવાર રત્નનગર જઇ મહારાજાને નમ્રતાથી મળી વાતચીત કરતો. એવામાં દૈવયોગે એક સમય કૃષ્ણુલાલનું મહારાજાને મળી દરબારમાંથી બહાર નીકળવું ને પ્રધાન પુત્રી સરલાનું સામું મળવુ થયું. સરલાના રૂપ તેજથી

અંજાઇ કૃષ્ણલાલ તેને જોતાંજ જડ જેવો બની ગયો. કારણ કે તેણે અદ્યાપિ પર્યંત સરલાને પ્રત્યક્ષ નિહાળી નહોતી વિજળી આકાશમાં અદ્રષ્ય થાય એટલાજ સમયમાં સરલા અને કૃષ્ણલાલની નજર એક થઇ. તુર્તજ સરલા મહેલમાંથી ચાલી ગઇ, સરલાના ગયા પછી થોડી વારે કૃષ્ણલાલ સાવધ થયો ને પાસે પહેરો ભરતા પહેરગીરને એ બાળા કોણ હતી એમ પ્રશ્ન પુછયો. તે પ્રધાનની પુત્રી છે. કહી પહેરેગીર બીજી બાજુએ ચાલ્યો ગયો. શું પ્રધાનની પુત્રી આવી સુંદર! એમ મનમાં ગડભાંગ કરતો કૃષ્ણલાલ નવાનગરમાં આવ્યો તેનું ધ્યાન સરલાંજ લાગી રહ્યું. તેને બીજી કોઇ વાત ગમતી નહિ, તે વારંવાર કરૂણાશંકરને સરલા સંબંધી પ્રશ્ન પુછતો. હાજી હા કરનાર કરૂણાશંકર પણ સરલા વિષે મોટી મોટી વાતો કરી તેનો મોહ વધારતો કરૂણાશંકર સરલાને મેળવી આપીશ કહી તેની પાસેથી મોટી મોટી રકમો કઢાવતો ને પછી ઘેર આવી લીધેલી રકમોને પેટીને સ્વાધિન કરતો. સરલાના વિચારોથી કૃષ્ણલાલ હમેશાં ઉદાસ રહેવા લાગ્યો આખરે કરૂણાશંકરને માગુ કરવા તેણે પ્રધાનની પાસે મોકલ્યો.

વાચકો! કરૂણાશંકરને શું જવાબ મળ્યો તે આપણે વાંચીગયા તેમજ ત્યાર બાદ કૃષ્ણલાલે જાતેજ આવી માગું કર્યું ને પ્રધાને તેને સ્પષ્ટ જવાબ આપ્યો વગેરે આપણે જાણી ગયા છીએ.

સરલાના મોહથી અને પ્રધાનને કરેલા અપમાનથી કૃષ્ણલાલ રાતો પીળો થઇ ગયો. પ્રધાનને શી રીતે ખરાબ કરી સરલાને મેળવું એવા એવા વિચારો તે હમેશાં કરવા લાગ્યો, ધીમે ધીમે પ્રથમ પ્રમાણે પ્રજા પર પાછો જુલમ કરવા લાગ્યો. પ્રજાના અત્યંત કરૂણાજનક કલ્પાંતથી

સતી સુકન્યાએ પતિને કરેવામાં કંઇ પણ કસર રાખી નહિ શિખામણ દેતી પવિત્ર પત્નીને કૃષ્ણલાલ શિક્ષા કરી ઘણો જુલમ ગુજારવા લાગ્યો. પતિ પરાયણ પ્રેમદા ધૈર્યથી સઘળું સંકટ સહન કરવા લાગી. હમેશાં મદિરાનો યથેચ્છ ઉપયોગ થતો ને પછી જુગાર ખેલાતો, જુગારમાં કૃષ્ણલાલ હારતો. જ્યારે કૃષ્ણલાલના સઘળા મિત્રો દુષ્ટ ને સ્વાર્થાંધ હતા, ત્યારે તેનો એક મિત્ર નામે કુન્જવિહારી સદ્‌ગુણી હતો. તે હમેશાં તેના દુર્ગુણો છોડવાને કહેતો પણ તેની શિખામણ તે હસવા-માંજ ઉડાવી દેતો. કુન્જવિહારી રૂપવાન અને શરીરે બલવાન હતો. કિશોરી ઉપર ગુજરેલા જુલમની વાત તેણે ખોડા પાસેથી સાંભળી હતી; તેણે અનુમાનથી તે કામ કૃષ્ણલાલનુંજ હશે એમ જાણ્યું હતુ તે શાન્ત હૃદયે કિશોરીના સમાચાર મેળવવાના ખાનગી પ્રયત્ન કરતો હતો. તે હંમેશાં સાદો ને નિરાભિમાની રહેતો. તેના વર્તનથી, કૃષ્ણ લાલને સમજાવી પણ દીધું હતું કે જો કુન્જવિહારી વધારે વખત અહિં આવશે તો તમારૂં ઘર મારશે. કારણ કે તમે. તેની કિશોરીને ગુમ કરી છે, એ તે સારી રીતે જાણે છે. તેનું વૈર વાળવા તે હાલમાં અહિંને અહિં અડયો રહે છે. વળી વિશેષ સાંભળો, તેણે ક્યારનુંએ તેનું વેર વાળ્યું છે. તેને અને સુકન્યાને આડો વ્યવહાર છે. કાનના કાચા કૃષ્ણલાલે ફરૂણાશંકરનું કહેવું સાચું માન્યું, અને તેથી તે હરહંમેશ કુન્જવિહારીને દૂર કરવાનો લાગ તપાસવા લાગ્યો.

એક દિવસે કૃષ્ણલાલ તેના દિવાનખાનામાં મદિરાથી ચકચુર બની મિત્રો સાથે કળાવતીના નાચ ગાન સાંભળી રહ્યો હતો. આજે

કુન્જવિહારી પણ ત્યાં આવ્યો હતો અને દુર પડેલી એક આરામ ખુરશી પર બેસી શાન્તિથી સર્વ તમાસો જોયા કરતો હતો. ગાનની ગમ્મત જામી રહી હતી, એવામા એકાએક કોઇ એક ગરીબ બાળક ત્યાં આવી ચઢયો અને ત્યાં બેઠેલા મંડળ પાસે ગદગદીત કંઠે યાચના કરવા લાગ્યો. દારૂના નિસાથી ડોલતા એ દુષ્ટ દારૂડીઓ તે ગરીબની દાદ નહિ સાંભળાં ઉલટા ગમ્મતને માટે તેને પાસે બોલાવી તેને ધક્કા મુક્કી મારવા લાગ્યા કૃષ્ણુલાલ તેના વાળ ખેંચી ગમ્મત કરવા લાગ્યો આથી તે નિર્દોષ બાળક પોક મુકી રડવા લાગ્યો. તેને રડતો જોઇ સઘળા ખડખડાટ હસી પડયા, અને વિશેષ ગમ્મતની ખાત્તર તેને અત્યંત પીડવા લાગ્યા આરામ ખુરશીમાં પડેલા કુન્જ-વિહારીથી એ દેખાવ જોઇ શકાયો નહિ.



# પ્રકરણ ૩ જું.



## "કૃષ્ણલાલનાં કાળાં કામ."

---

કુન્જવિહારી તેની જગ્યાએથી ઉભો થઇ દુષ્ટ મંડળ સમક્ષ દોડી આવ્યો; અને રડતા ગરીબ બાળકને પોતાની પાસ ખેંચી મોટેથી બુમ મારી બોલી ઉઠયો. "અરે ઓ હેવાનો ! શામાટે આગરીબ બાળકને સતાવો છો ? જાઓ દૂર થાઓ; આને જયાં જવું હોય ત્યાં જવા દયો."

"ઓય ! આ ભભકાબંધ બોલનાર તે અલ્યા કુંજડો કે !" દારૂની ધુનમાં કરૂણાશંકર કુન્જનું બોલવું સાંભળી બોલી ઉઠયો.

"હા, આ કૃષ્ણલાલના ઘરના ટુકડા ખાનારો એ કુંજડો ! હવે જુવોને આપણને ધમકાવે છે !" બીજો બોલ્યો.

"અરે એ ધમકાવે એમાં તે શું નવાઇ ? કૃષ્ણલાલમાંજ કયાં પાણી બળ્યું છે ? એતો કૃષ્ણલાલજ તેના ફુંકારા ટુંકારા ખાય, બાકી હું તો તેને ચાર ધપ્પાજ લગાવીને બોલતો બંધ કરી દઉં, હજી એ મારા મિજાજને નહિ ઓળખતો હોય !" કરૂણાશંકર બોલી ઉઠયો.

"અરે મિજાજના પુતળા ! તારો મિજાજ મેં જોયો છે. ચાલ, જો તારામાં બોલ્યા પ્રમાણે કરવાની શક્તિ હોય તો થઇ જા ઉભો

સાળા ચોર ! ઘરમાં તો હાંલ્લાં કુસ્તી ખેલે છે અને અંહિં આવી તાગડધીન્ના સુઝે છે ? ઘરમાં આટાના ફાંફા છે ને અહિં આવી પાંચ પૈસાની મહુડી પી ગરીબોને સતાવવાનુંજ છે કે. ?"

" કુન્જ ! હું તને કહું છું કે ચુપ થા, તું રૂબરૂમાં મારા મિત્રોનું અપમાન કરતો બંધ થા." કૃષ્ણુલાલ લડથડીયાં ખાતો ઉભો થઇ બોલી ઉઠયો.

" કૃષ્ણુલાલ ! શું આ તમારા મિત્રો ? નહિ નહિ, એક કુળવાન માણસના મિત્રો આવા ઉઠાઉગીરો કદાપિ હોઇ શકેજ નહિ." કુન્જવિહારી ગર્જી ઉઠયો.

" અરે કુન્જ ! પૈસાદાર માણસ ધારે તો એક ભંગીયાની સાથે પણ મિત્રાઇ કરી શકે. " કૃષ્ણુલાલે બુદ્ધિ પ્રમાણે કહ્યુ.

" હા, અને તેથીજ તમે સારા માબાપના પુત્ર થઇ આવા વર્ણ શંકર નીકળ્યા, કૃષ્ણુલાલ યાદ રાખજે કે લક્ષ્મી કોઇની થઇ નથી અને થવાની પણ નથી. તારાં અવળાં આચરણોથી આખરે તું પસ્તાઇશ અને અત્યારે તું જે રાજેશ્વર છે તે મૃત્યુ બાદ નરકેશ્વર થઇશ પાપના પુતળા કૃષ્ણુલાલ ! ઇશ્વરે તને લક્ષ્મિવાન બનાવ્યો છે તે શું આવાં કુકર્મો કરવાને કે ? પવિત્ર લક્ષ્મિનો સદઉપયોગ કરવાને બદલે દારૂમાં ને નાયકાના વિલાસમાં ઉપયોગ કરવો તેજ શું કુળવાનનો ધર્મ છે કે ? કૃષ્ણુલાલ ! સાંભળ, આજ હું તને છેલ્લીજવાર સંભળાવી અહિંથી ચાલ્યો જાઉં છું. લક્ષ્મિવાન કોનું નામ ! કે જે સદા સર્વદા નિરાભિમાનપણે વર્તી ધર્મથી ચાલે છે, ગરીબ ગરબાંને સંતોષે છે; અને દેશના અપંગેનો પાળે છે તેજ ખરેખરો શ્રિમંત કહેવાય છે."

" ત્યારે શું હું શ્રિમંત નહિ ?" કૃષ્ણુલાલે પૂછ્યું.

' નહિ, તું તો એક વિશુદ્ધ વંશમાં ઉત્પન્ન થયેલો અંગારો છે. કુકર્મી વ્યસનાધિન જુગારી દુષ્ટ કૃષ્ણુલાલ તારાં કર્મો એક નીચ માણુસના જેવાં છે."

" શું હું આ નવા નગરનો ઠાકોર નહિ ?"

" નહિ ઠાકોર કોણુ કહેવાય ? કે જે પોતાની પ્રજાને સદા સર્વદા સંતોષ આપે ને તેમનું પુત્રવત પાલન કરે પણુ તું તો ઠાકોર નહિ પણુ પ્રજાના લોહિનો તરસ્યો એક ભયંકર પિશાચ છે. કૃષ્ણુલાલ ? તારામાં જો સારા ગુણુ હોત તો પ્રજા તને પ્રભુ સમાન માનત."

" હું તેમને મારા બાહુ બળથી વશ કરી મને પ્રભુ સમાન પૂજાવીશ."

"બસ એજ કે કાંઇ બીજું ? બળના ગર્વમાં છકેલા ! એમ કરવા જતાં તું ક્યાંક તે લોકોના બંડનો દંડ થઇ મરણુને શરણુ ન થાય એ ખુબ યાદ રાખજે."

" એમ અરે કોઇ હાજર !" કૃષ્ણુલાલે બુમ મારી.

" કેમ શું છે ? " કહેતો સરદાર સાયવ્રત ત્યાં દોડી આવ્યો.

" આ કુન્જને બાંધો અને તેને અત્યારે પેલી અંધારી કોટડીમાં પૂરી રાખો." કૃષ્ણુલાલે આજ્ઞા આપી

" હેં શું આ કુન્જવીહારી મહાત્માને ! સત્યવ્રતે પૂછ્યું.

" હા તેને."

" તેમનો શું અપરાધ છે. ?" પુનઃ સત્યવ્રતે પૂછ્યું.

" તે પૂછવાનો તને શું અધિકાર છે ? કૃષ્ણુલાલે ગુસ્સાથી પૂછ્યું.'

"મહારાજ! આ સત્યવ્રત સારૂં કા ખોટું સારી રીતે સમજી શકે છે અને તેથીજ તે તમારો હુકમ ઉઠાવતાં હાલ અટકે છે."

"અરે! શું તું મારો નોકર થઇ મારી આજ્ઞાનો ભંગ કરે છે? શું તું કુન્જવિહારીથી ડરે છે?" કૃષ્ણલાલે પૂછયું.

"ના તેમનાથી નહિ પણ અદ્રશ્ય રહેલા પરમાત્માથી હું ડરૂં છું" સત્યવ્રતે જવાબ આપ્યો.

કૃષ્ણ:–અરે મુર્ખ! પરમાત્મા તે વળી કોણ મુઓ છે?

સત્ય:–તમને ઉત્પન્ન કરનાર ને તમારા પાપની શિક્ષા કરનાર જગત્ જેને પ્રભુ રૂપે માને છે તે.

કૃષ્ણ:–ચાલ હવે તારી લાયરી બંધ કર મારો હુકમ માન નહિ તો હેરાન થઇશ.

સત્ય:–હેરાન થઇશ પણ પાપ કર્મથી છૂટીશ દુષ્ટ કર્મથી આ જન્મમાં પરતંત્રતાનો અવતાર ભોગવવો પડે છે, તો ફરીથી દુષ્ટ કર્મ કરી નીચપણું ભોગવવાને હું ખુશી નથી.

કુન્જવિહારી:–નારે હેવાન! જોયું ધિક્કાર છે તને અને ધન્યવાદ છે આ તારા સરદારને કે જે સત્ય અસત્યને પણ સારી રીતે ઓળખી શકે છે,

અહા! પ્રારબ્ધની કળા કંઇક ઓરજ છે આ સત્યવાદી નરને પરતત્રંતાપણું અને આ નોકરના નોકર થવાને લાયક કૃષ્ણલાલ તેને ઉચ્ચ દરજ્જો આપ્યો છે.

"ભાઇ! કરૂણાશંકર! તું આ દુષ્ટ સત્યવ્રતને પણ બાંધ." કૃષ્ણલાલે ગુસ્સાથી કહ્યુ.

"હા, હું હમણાંજ તેને બાંધી આજ્ઞાનું ભંગ ફળ આપું છું.

કહી કરૂણાશંકર તેને બાંધવા ચાલ્યો કે તુર્તજ કુન્જવિહારી બોલી ઉઠયો, "બસ, એટલેજ રહેજે, મારી સમક્ષ તેને બાંધતાં વિચાર કરજે."

"અરે જા જા, તારાથી તે શું થાય એમ છે ? "કરૂણાશંકરે કહ્યું.

"મારાથી શું થાય એમ છે, તો લે જો" કહી કુન્જવિહારીએ આવેશથી તેને ધકકો મારી દૂર ફેંકી દીધો.

બડાઇખોર કરૂણાશંકર મરી ગયોરે બાપ, કહી ભય પામી ત્યાંથી નીકળી પોતાના ઘર તરફ નાશી ગયો, વાતને વધી પડેલી જોઇ બીજા મિત્રો તથા કળાવતી પણ પોબારા ગણી ગયાં. કૃષ્ણલાલ નીસાના જોરથી ઘણોજ ગુસ્સે થઇ ગયો અને બરાડ પામી બોલી ઉઠયો, "કુન્જ ! કુન્જ ! વિચાર કર તું આં બધું કોને સંભળાવે છે ?"

"નવાનગરના પ્રતાપી રાજાના કુળમાં ઉત્પન્ન થયેલાએકક પુતને; કે જે અત્યંત દુષ્ટ વ્યસની ને મિત્રની સ્ત્રીનો અભિલાષી છે."

"બસ, હદ થાય છે કુન્જ તારી જીભ ઘણીજ આગળ જાય છે અને તેથી તું મારા ભયંકર ક્રોધનો ભોગ થાય છે."

"મને તારા હોધની લેશ માત્ર પણ પરવા નથી."

"એમ. તો લે જો" કહી અત્યંત આવેશથી કૃષ્ણલાલે ટેબલ પર પડેલી પસ્તોલ ઉઠાવી અને કુન્જ પર તેનો પ્રહાર કર્યો.

"ઓહ થઇ ચુકયું" એટલું બોલી કુન્જ પિસ્તોલના પ્રહારથી જમીન ઉપર તુટી પડયો. માથામાંથી લોહીની ધારા વહેવા લાગી. પાસે ઉભેલો સત્યવ્રત થરથર ધ્રુજવા લાગ્યો. રકતપ્રવાહ જોતાંજ તેના મુખ-

માંથી ચીસ નીકળી ગઈ ને દયાળુ સત્યવ્રત આંખે અંધારા આવવાથી એકાએક બેશુદ્ધ થઈ કુંજવિહારીના દેહ પાસે ઢળી પડયો.

હજી કૃષ્ણુલાલનો ક્રોધ શાન્ત થયો નહોતો એટલામાં તો પાસેનું બારણું ઉઘાડી સતી સુકન્યા ત્યાં દોડી આવી, અને રક્તનો પ્રવાહ નિકળી એકાએક બૂમ પાડી ઉઠી કે, ઓહ, શું ખુન!

" હા તારા વ્હાલા આશકનું ખૂન,' કૃષ્ણુલાલે કહ્યું.

" એક પવિત્ર બાળાને ખોટું કલંક ચઢાવનારા સ્વામિ ! તમારી ભૂલ થાય છે ને તેથીજ આ નિર્દોષ અત્યારે સ્વર્ગમાં જાય છે." સુકન્યાએ રડતાં રડ: જ તરફ આગળી કરી કહ્યું.

" આ કૃષ્ણુલાલ સ્ત્રી ચરિત્રથી ઠગાય એવો નથી. સુકન્યા ! હું તને સારી રીતે ઓળખું છું, તુ ઉપરથી પવિત્રતા ધારણ કરનારી એક કુલટા છે."

" અરે હાય ! હું આ શું સાંભળું છું ઓ પૃથ્વીદેવી મને માર્ગ આપો. ઓ પુણ્ય પાપને તપાસનાર ભાનુદેવ તમે સાક્ષિઆપો અને જો હું પવિત્ર હોઉં તો આ કલંકમાંથી મુક્ત કરો, નહિ તો મને બાળીને ભસ્મ કરો." કહી સુકન્યા પછાડ ખાઇ જમીન પર પડી દારૂડીયો કૃષ્ણુલાલ ઢોંગ સમજી ઉશ્કેરાયો, અને સુકન્યાને જીવથી મારવાના ઇરાદે બીજો પિસ્તોલનો પ્રહાર કર્યો. હા, રામ...સ્વામી ...કહી સતી સુકન્યા ધરણી પર ઢળી પડી. ત્યાંની જમીન લોહીથી રંગાઇ ગઇ.

અંતે પાષાણુ હૃદયનો પાપી આ કરેલાં ખુનથી ગભરાયો, તેને રત્નગરના મહારાજાની બીક લાગી તેથી એજ સમયે થોડું ઘણું રહેલું જવાહીર લઇ પલાયન કરી ગયો.

પ્રાતકાળ થયો મહેલનો નોકરો જાગી ઉઠયા સર્વ વાત જાણી સઘળા દિલગીર થયા. નોકરો મહેલમાં જુએ છે તો લોહીથી ભરાયેલાં ખાબોચીયાં જોયાં. પણ આશ્ચર્યની વાતતો એ હતી કે ત્યાં ખૂન થયેલાં મુડદાં પડેલાં નહોતાં. એ મુદડાંની તેમજ કૃષ્ણુલાલની ઘણીજ તપાસ કરી પણ તેમને કંઇ જણાયું નહિ. વાને વેગે વાત ઉડી: પ્રજાજનો હાહાકાર કરતાં કૃષ્ણુલાલને ધીક્કારવા લાગ્યાં.

વાયે ઉડતી વાત ઠેઠ રત્નગરમાં મહારાજા ચંદ્રસેખરની પાસે પહોંચી તુર્તજ મહારાજાએ નવાનગરનો બંદોબસ્ત કરવાને રાયમલ પ્રધાનને ઘોડેસ્વારો સાથે ત્યાં મોકલ્યો. પ્રધાને નવાનગરમા આવી સર્વ બાબતની તપાસ કરી, તેમાં તેને કૃષ્ણુલાલ, તથા તેણે ખુન કરેલાં મુડદાંનો નવો પત્તો મળ્યો નહી બાદ પ્રધાને મહારાજાની આજ્ઞાથી નવાનગરમાં રામસીંહ નામક એક વૃદ્ધ સરદારને નિમ્યો અને પોતે પાછો રત્નનગર આંવ્યો.

આ વાતને ઘણો સમય વીતી ગયો છે. કૃષ્ણુલાલ ડુંગરાઓમા રહી બહારવટુ કરે છે એમ વારંવાર ગુમો સંભળાવા લાગી કરૂણાશંકર કૃષ્ણુલાલ બહારવટુ કરે છે સાંભળી નવાનગરમાંથી નીકળી તેને જઈ મળ્યો બન્ને જણા ધીમે ધીમે માણુસોને એકઠાં કરી રત્નનગરની રૈયતને હેરાન કરવા લાયા.

વાંચકો કૃષ્ણુલાલ બહારવટીઓ થયો અને લાબા સમય ઉપવનમાં આવી સરલાને મળ્યો, વગેરે આપણે વાંચી ગયા છીએ હવે આગળ ઉપર શું થાય છે એ જોવાનું છે.

---

# પ્રકરણ ૪ થું.

"દગાબાજ દુશ્મન"

પ્રધાન કુટુંબ જે સમય ભદ્રકાળીનાં દર્શને નીકળ્યું તે સમય સાંજનો હતો શ્રાવણ માસ હોવાથી ઝરમરીઓ વર્ષાદ વરસતો હતો. ભદ્રકાળીએ જવાનો માર્ગ બે પર્વતોની હારોમાં થઇને ખાટા ટેકરાવાળો હતો.

વર્ષાઋતુ હોવાથી ઘણોજ રમ્ય દેખાવ નજરે પડતો હતો જ્યાં ત્યાં જોવાથી લીલી હરીયાળી નજરે પડતી હતી.

પ્રધાન રાયમલ આવો અલૌકિક દેખાવ જોતો તેના માણસો સાથે ચાલ્યો જતો હતો. ત્યાં જોઇતા સામાનથી ભરેલું એક ગાડું પાછળ ચાલતું હતું, એક રથમાં સરલા સાથે બીજી બે ત્રણ સ્ત્રીયો પણ બેઠેલી હતી. પ્રધાન રાયમલ તેના મિત્રો સાથે ઘોડેસ્વાર થયેલો હતો. ત્રણ સ્ત્રીયો અને આઠ પુરૂષોનો આ નાનકડો કાફલો ધીમે ધીમે માર્ગ કાપતો ચાલતો હતો. એવી રીતે સર્વ સ્વારી ચાલતી હતી, અને ધીમે ધીમે પાંચેક ગાઉ પણ આવી પહોંચી હતી, એટલામાં સાંજ પૂરી થઇ, જગત પર ધીમે ધીમ અંધકાર વ્યાપવા લાગ્યો. તેમાં વળી વૃક્ષોની ઘાડી ઝાડીમાં તો વધારે અંધકાર જણાવા લાગ્યો. આખરે કોઇનું મ્હો પણ જોઇ શકાય નહિ એવો કાળો અંધકાર ચારે દિશાએ છવાઇ ગયો. એવા ભયંકર સમયે રાયમલ

તેનાં માણસો સાથે આગળ મુસાફરી કરતો હતો એવામાંતેને એકાએક કંઇક પ્રકાશ જણાયો. લાબી નજર નાંખી રાયમલે જોયું તો જણાયું કે હથીઆબંધ માણસો મ્હો ઉપર બુકાનીયો બાંધી હાથમાં સળગતી મસાલો સાથે ચાલ્યા આવે છે. તેમની ભયાનક આકૃત્તિયો જોઇ રાયમલના માણસો ગભરાઇ ગયાં ને એકાએક તેમાંનો એક જણ તે આવનારાઓને ઓળખી બુમ પાડી બોલી ઉઠયોકેઃ— અરે! એતો બહારવટીયાની ટોળી આવે છે. બહારવટીયાનું નામ સાંભળી સઘળા સ્તબ્ધ બન્યા ને હવે શું કરવું તેના વિચારમા પડયા આખર રાયમલે સઘળાઓને શાન્તિ રાખી સાવધ રહેવાનું સુચવ્યું. જોતજોતામા તો આવનાર માણસો છેક નજીક આવી પહોંચ્યા અને કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના રાયમલના માણસો ઉપર તુટી પડયા તેમાંના થોડાક સ્ત્રીયોના રથને ઘેરીને ઉભા રહ્યા. ભયંકર કાપાકાપી શરૂ થઇ. રાયમલના માણસો લઢતા અને મદદને માટે બુમો પર બુમો પાડતા હતા. પણ તેમની મદદે કોણ આવે! કારણ કે એટલામાં કોઇની વસ્તી કે એકાદ નાનું ગામડું વગેરે કાંઇ હતું નહિ.

બહારવટીયા અને રાયમલના માણસોની સારી રીતે ઝપાઝપી શરૂ થઇ. મસાલોના પ્રકાશમાં તલવારો ઝબકતી હતા. રાયમલના બહાદુર માણસો વીસ બળવાન બહારવટીયાઓને હંફાવતા એક પછી એક ઘાયલ થઇ જમીન પર પડવા લાગ્યા. રાયમલ એક વીર સૈનિકની માફક હજી સુધી લઢતો હતો. ચારેક બહારવટીયા તેની સાથે યુદ્ધ કરતા હતા ને બાકીના સામાન તથા રથમાં બેઠેલી સરલા અને તેની સાથેની બે સ્ત્રીઓને ઉપાડી લઇ ચાલતા થયા. તેઓને ગયેલા જોઇ જે ચાર બહારવટીયા રાયમલની સાથે લઢતા હતા તે

હવે લઢવું મૂકી દઇ નાસી ગયા. તેમના ગયા પછી રાયમલ ઉતરેલે ચ્હેરે શું શુ સામાન લુંટાઈ ગયો તથા ઘાયલ થયેલાઓ જીવતા છે કે મરી ગયા છે તેની તપાસ કરવા લાગ્યો. તેને સઘળા મરેલા જણાયા. તુર્તજ તેણે એક ગાઢ નિઃશ્વાસ નાખી રથ સામે જોયું, પણ અંદર સરલા વગેરે કોઇ જણાયું નહિ. રાયમલ અપાર શોક કરવા લાગ્યો, તેના શોકમાં શાન્તિ આપનાર ત્યાં કોઇ નહોતું. આખરે મનને જેમ તેમ શાન્ત કરી તે રત્નનગર તરફ પાછો ફર્યો. નગરમાં આવી તેણે મહારાજાને સઘળી વાર્તા જાહેર કરી. લુટારાઓની શોધમાં ઘણા સ્વારો દોડાવ્યા પણ તેઓનો કાંઇએ પત્તો મળ્યો નહિ. સરોજકુમારને તો જાણે દુઃખનું વાદળ તૂટી પડયું ના હોય એમ થવા લાગ્યું. તે રાત્રિ દિવસ કલ્પાંત કરવા લાગ્યો, ને તેથી તેનું શરીર પણ બગાડવા લાગ્યું. ઘણા દિવસ થવા આવ્યા પણ પુત્રીનો પત્તો લાગ્યો નહિ તેમજ એકની એક લાડકી કન્યાના વિયોગથી પ્રધાન રાયમલ ગાંડા જેવો બની ગયો. રાજા ચંદ્રશેખર વારે વારે તેને શાન્તિ આપવા લાગ્યો.

સરલાના વિરહથી પથારી વશ થયેલો સરોજ વારંવાર સરલાને યાદ કરી અશ્રુપાત કરવા લાગ્યો. તેને કંઇ પણ ગમતું નહોતું. સર્વત્ર શૂન્યકારમય ભાસતું હતું, તે કોઇની સાથે કંઇ પણ વાતચીત કરતો નહિ. તે મહેલના એકાન્ત ભાગમાંજ દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

પુત્રની દુર્દશા નિહાળી રાજા ચંદ્રશેખર ઘણા દુઃખી થતા હતા. તેમણે સરોજને અનેક પ્રકારે સમજાવવા માંડયો તેમજ તેને બીજી સુંદર કન્યા પરણાવવાનું પણ કહેવામાં આવ્યું. છતાં તેનું મન શાન્ત થયું નહિ. આખરે બહારની હવાથી પુત્રની તબિયતમાં સુધારો થશે

તેમજ બહારના દેખાવોથી સરોજ સરલાને ભૂલી જશે એમ વિચારી રાજા ચંદ્રશેખર સરોજને સમજાવી સૈનિકોને લઇ ભદ્રકાળીના દર્શને ગયા. માતાજીની ટેકરી ઉપર તંબુઓ ઉભા કરવામાં આવ્યા. સરોજ બાવરાની માફક આમતેમ ફરવા લાગ્યો. બાદ બીજે દિવસે વિચારની ધુનમાં ફરતો સરોજકુમાર વિચારમાં ને વિચારમાં ઘણે દૂર નીકળી ગયો. રાત્રિ થવા આવી છતાં પાછો નહિ આવવાથી રાજા ચંદ્રશેખરને ચિંતા થવા લાગી. તેની શોધમાં ઘણા માણસો તે પહાડી પ્રદેશમાં ફરી આવ્યા પણ અંતે રવડી રવડી પાછા આવ્યા. રાત્રિ પૂરી થઇ પણ સરોજના સમાચાર કાંઇ મળ્યા નહિ, તેથી રાજા ચંદ્રશેખરના હૃદયમાં સખ્ત આઘાત થયો. તે એક નાના બાળકની માફક અપાર કલ્પાંત કરી શોક કરવા લાગ્યો.

ત્રીજા દિવસની સાયંકાળનો સમય થયો, પશુ પક્ષીઓ તેમના માળા તરફ ઝડપથી જવા લાગ્યાં મહારાજાએ ત્રણ દિવસથી કંઇ પણ ભોજન લીધું નહોતું, તેમજ તેમના નોકરો પણ ભૂખ્યા તરસ્યા શોકમાં ને શોકમાં આમતેમ બેસી રહ્યા હતા. રાજા ચંદ્રશેખર આ સમયે તંબુમાં લમણે હાથ દઇને મહાન વિચારમાં બેઠા હતા, તંબુના બારણા પાસે બે સૈનિકો મહારાજાની આજ્ઞા સાંભળવાને ઉભા હતા. ધીમે ધીમે સાયંકાળની સમાપ્તિ થઇ, અને અંધકારમયી રાત્રિ આવી પહોંચી. સર્વ સ્થળે શૂન્યકાર જણાવા લાગ્યું. દૂરનાં જંગલી પ્રાણીઓના કઠોર સ્વર સંભળાવા લાગ્યા, વખતને વીતતાં વાર શું ? છેવટે રાત્રિના અગીઆર વાગ્યા. હજી પણ ચંદ્રશેખર તંબુમાં ચિંતાગ્રસ્ત મુખે બેસી રહ્યા હતા. એવામાં બહાર ઉભેલા બે સૈનિકો જુએ છે તો ઘોર

અંધકારમાં એક માણુસ તેમની તરફ ચાલ્યો આવે છે. પહેરેગીરો ધ્યાનપૂર્વક તેને જોવા લાગ્યા, થોડા વખતમાં તો તે આવનાર માણુસ છેક તંબુની નજીક આવી પહોંચ્યો, ને તંબુની સામે જોઇ મનમાં બોલ્યો કેઃ–" રાજા ચંદ્રશેખરનો તંબુ આજ હોવો જોઇએ." કહી તેણે પાસે ઉભેલા પહેરેગીરને પૂછ્યું, " ભાઇ ! રાજાજી જાગે છે કે ઉંઘે છે ? "

પહેરેગીરઃ–તારે શું કામ છે ?

માણુસઃ–મારે અગત્યનું કામ છે.

પહેરેગીરઃ–તું કોણુ છે, ક્યાંથી આવે છે, ને તારૂં નામ શું છે ?

માણુસઃ–હું એક બ્રાહ્મણુ છું. રત્નનગરથી આવું છું ને જ્યોતિષોપાધ્યાયના નામથી ઓળખાઉં છું.

" એમ ! તો ઉભો રહે," કહી પહેરેગીર તંબુમાં ગયો ને વાંકો વળી નમન કરી બોલ્યોઃ–" રાજન્ ! અત્યારે દ્વાર સમિપે કોઇ એક બ્રાહ્મણુ આવ્યો છે, ને તે આપને મળવાની આજ્ઞા માગે છે."

" કોણુ બ્રાહ્મણુ ? અને તે વળી અત્યારે ! ! ' રાજાએ આશ્ચર્ય પામીને પૂછ્યું.

" હા, રાજન ! તે કંઇક અગત્યના કામે આવ્યો છું એમ જણાવે છે. " પહેરેગીરે કહ્યું.

" ઠીક, જાઓ તેને અંદર લઇ આવો, ને પછી બીજા સરદારોને પણુ અંદર મોકલો." રાજાએ આજ્ઞા આપી.

" જેવી આજ્ઞા." કહી પહેરેગીર ચાલતો થયો, બાદ થોડીવારે બહાર ઉભેલા બ્રાહ્મણુ અંદર દાખલ થયો.

---

## પ્રકરણ ૫ મું.

### "ભીલ મંડળી"

મધ્યરાત્રિનો સમય થયો છે. આકાશ વાદળાંથી ઢંકાઇ ગયું છે. ચંદ્રદેવ ઘડીકમાં વાદળાંઓમાં છૂપાય છે ને ઘડીકમાં વાદળ ભેદીને બહાર નીકળે છે. પવન સુસવાટાબંધ વાય છે, ને તેના સપાટાથી ઝાડનાં ડાળાં અરસપરસ અથડાઇ અવાજ ઉત્પન્ન કરે છે. આવા ભયંકર વખતે આ વિકટ વનમાં થઇને એક દેવાંગના સમાન સુંદર સુંદરી આસપાસ નજર નાખતી ચાલી જાય છે. તેણે ધોળું વસ્ત્ર શરીરપર પહેરેલું છે. માથાના વાળ છૂટા થઇ પીઠ ઉપર પથરાઇ ગયા છે. તેના કપાળમાં કંકુની આડ શોભી રહી છે, આવી બાવિ-સેક વર્ષના વયની અનંત રૂપવતી રમણી ચાલતાં ચાલતાં મુખથી વારે વારે નિઃશ્વાસ નાંખતી અને માર્ગ કાપતી એક મોટા આમ્રવૃક્ષ નીચે આવી એકવાર આસપાસ નજર નાખી મુખથી હા રામ, કહી નીચે બેઠી. તેની આંખ્યોમાંથી આંસુ વહેતાં હતાં. આંખ્યોનાં આંસુને લ્હોઇ થોડીવાર શાન્ત રહી તે લમણે હાથ ટેકવી બોલી, હા, આ કેવી ભયકારક કાળી રાત્રિ ! આ સમયે અહિં આવતાં ભલભલા વીર પુરૂષો પણ ભયથી કંપી જાય, ત્યારે મારૂં તો શું

ગજું ! ખરેખર આ નિષ્ઠુર સંસારના દુઃખી અત્યાચારેજ હું બીકણ અત્યારે હિંમતવાન બની ઘણા સમયથી આ વિકટ વગડામાં ભટકું છું. હા, હમેશાં મરણ માગું છું પણ દુષ્ટ મૃત્યુ મારાથી દૂર નાશતું જણાય છે. રસ્તે જતા કાળા નાગને પકડી મરવા ઇચ્છું છું, પણ નાગ મને તેમનું મૃત્યુ ધારી આડા અવળા નાશી જાય છે. પ્રભો ! પ્રભો ! શું મારે આવી રીતે જંગલમાં ભટકીનેજ જીવવાનું કર્મમ લખ્યું હશે ? પ્રભો ! હજી આ હૃદયમાં સંસાર ચક્રનાં મૂળ ઉડાં ઉતરેલાં છે, તેને પ્રથમ નિર્મૂળ કરા; અને આ અનાથ બાળાને તમારા શરણમાં લ્યો. અરેરે ! આ અંધારી રાત્રિએ સર્વ જણાં નિદ્રાને ખોળે પડ્યા હશે, ત્યારે આ અભાગિની આ ભયંકર જંગલમાં આંબાના વૃક્ષ નીચે બેસી દુઃખના નિસાસા નાખે છે. અરે ! દુઃખદ સ્થાનમાંથી મા'રો ઉદ્ધાર કરી મને બચાવનાર દયાળુ દિલના મારા ધર્મ બંધુઓ પણ ક્યાં ગયા હશે ? પ્રભો ! સૃષ્ટિના કલ્યાણ કર્તા દેવ ! તેઓ જ્યાં હોય ત્યાં સુખમાં રહેજો. આમ બોલતી તે બાળા થોડીવાર શાન્ત રહી, પણ પુનઃ કંઇક યાદ આવતાં બોલી, ખરેખર ! આ સંસારને ભવસાગર કહ્યો છે તે સત્યજ છે. એમાંથી પ્રભુ કૃપાએ સુખ રૂપે તરી પાર પામનાર વીરલાજ હોય છે. આમ બોલતી તે રમણી આકાશ સામે જોઇ મધુર પણ દુઃખી દીલે ગાવા લાગી.

સંસાર રણને જીતનારા,
સંત વીરલા જાગતા...
એ...કાળને પાછળ હઠાવી,
ભક્તિ પંથે લાગતા. સંસાર.

× × × × ×

આ ભારત ભૂમિ, માંહે જન્મી,
ભજન સંગો માગતા;
આનંદ માંહે ઉચરતા,
એ...શબ્દ ગગને ગાજતા...સંસાર.

પ્રભુના ભજનમાં લીન રહેનાર ભક્તજનના સુખને ધન્ય છે. દયાળુ દેવ ! મારૂં પણ ધ્યાન હમેશાં તમારા પ્રત્યે રહો, અને...

"અસ્તુ ! તારી વાસના પ્રમાણેજ તારી કામના પૂર્ણ થાવ. દુઃખી અબળા ! પ્રભુ તારી અરજ સ્વિકારશે, અને તેજ તને તેમના શરણુમાં રાખશે." ગયબી અવાજથી કોષ્ટ બોલી ઉઠ્યું.

"હેં ! આ કોનો અવાજ ?" ભય પામી તે રમણી આસપાસ જોવા લાગી.

"તારૂં કરૂણાજનક કલ્પાંત સાંભળી હું તારી દયા લાવનાર છું." પુનઃ અવાજ થયો. ફરીથી આવો અવાજ સાંભળી તે દુઃખી અબળા હાથ જોડી કહેવા લાગી.

"આ દુઃખીની જો દયા આવતી હોય તો પ્રત્યક્ષ થઈ દર્શન આપો ને કહો કે આપ દયાળુ કોણ છો ?"

"પુત્રી ! શાન્ત થા, ડરીશ નહિ. હું આ વનમાં નિવાસ કરનાર એક યક્ષ છું." યક્ષે પાસે આવી કહ્યું.

"દેવ ! આપને મારા પ્રણામ છે, અને હવે કહો કે મારા ભાગ્યમાં હજી ક્યાં સુધી આમ ભટકવાનું લખાએલું છે ?"

"પુત્રી ! સુખ અને દુઃખ કર્મના સંસ્કારે કરીને આવે

છે માટે હમેશાં ધિરજ ધરી રહેવાથી આખરે સારૂં થાય છે. તારાં દુખથી ભરેલાં વાક્યોથી મને તારી દયા આવે છે. સદા સર્વદા ઇશ્વરને યાદ કરજે કે જેથી તારા ઉપર ફરી વળેલાં દુઃખી વાદળો થોડા સમયમાં વીખરાઇ જશે. પુત્રી ! લે હું આ એક નાની લાકડી તને આપું છુ તે તારા શત્રુઓથી તેમજ ભૂત પ્રેતોથી તારૂં રક્ષણ કરશે. આ દેવતાઇ લાકડી તારા શત્રુઓના સામે ફકત ઉંચી કરવાથીજ તારા દુષ્મનોને ત્યાંને ત્યાંજ જડવત બની જશે તેમજ તારી ધારેલી ધારણાઓ પણ આ લાકડીથીજ પાર પડશે: ”

“ યક્ષરાજ આપનો મારી ઉપર અત્યંત ઉપકાર થયો. ” કહી તે રમણીએ યક્ષની પાસેથી લાકડી લેઇ તેને પ્રણામ કર્યાં

પુન યક્ષ કહેવા લાગ્યો “ પુત્રી ! હવે તું અહીંથી ચાલી જા, કારણ કે જે આ વૃક્ષ નીચે તું બેઠી છે, તે આંબાનું ઝાડ તેને દેખાવમાં જો કે સુંદર જણાય છે પણ તે સુંદર નથી તે માણસના લોહીનું તરસ્યું છે બ્હેન ! જ્યારે પાછલી રાત થશે ત્યારે આ ઝાડ ધીમે ધીમે નીચે ઉતરતું જશે, ને તે સમયે તેના પ્રત્યેક પાંદડા લાંબાં બોકાઇ જશે. બ્હેન તેજ કારણથી હું નીર્દોષ માણસના પ્રાણ બચાવવા અહિં નિવાસ કરૂં છું માટે તું એક પળનો પણ હવે વિલંબ કર્યા વિના ચાલી જા હવે હું જાઉં છું. ” કહી તે યક્ષ એક અમી ભરી દ્રષ્ટિ તેના તરફ નાખી અદ્રશ્ય થઇ ગયો.

યક્ષના ગયા પછી તેને આપેલી લાકડી લઇ તે દુઃખી અબળા તરત ત્યાંથી ઉભી થઇ અને ઝડપથી પગ ઉપાડતી ખાડા ટેકરા

ચઢતી ઉતરતી આગળ જવા લાગી આખરે ઘણે દુર જતાં તે એકા-એક અટકીને ઉભી રહી. કારણકે તેનાં કાને કોઇ બોલતું હોય એમ અવાજ સંભળાયો બાદ થોડીવારે અવાજના આધારે ઉભી રહેલી અબળા આગળ ચાલવા લાગી એવી રીતે ચાલતી તે એક ભાગેલા ખંડેર આગળ આવી પહોંચી, અને જુએ છે તો ત્યાં આગળ સોએક ભીલ લોકોનું ટોળું બેઠેલું હતું. ભીલ લોકોનું ટોળું જે સ્થળે બેઠું હતું તે એક ભાગેલું ખંડેર હતું ને તે ખંડેરમાં ભાંગી તુટી એક માતાની મૂર્તી આવેલી હતી. માતાની મૂર્તી કાળીના નામથી ઓળખાતી હતી આ સમયે કાળી દેવીની સમક્ષ તે ભીલ લોકોએ કુંડમાં અગ્ની સળગાવ્યો હતો કુંડની પાસે દેવીને ભોગ આપવાને એક બકરો બાંધેલો હતો તેના કપાળમાં કંકુનો ચાંલ્લો કર્યો હતો ગળામાં કરે-ણના લાલ રંગના પુષ્પોની માળા પહેરાવેલી હતી. રાત્રિના સમયે આવો દેખાવ જોઇ તે રમણી આગળ નહી વધતાં ત્યાંજ ઉભી રહી અને હવે આ એકઠાં થયલા લોકો શું કરે છે એ ધ્યાનપુર્વક જોવા લાગી થોડીવારે ભીલ લોકો અગ્નીકુંડમાં કંઇક હોમવા લાગ્યા પછી દરેક જણે લાંબા થઇ માતાને પ્રણામ કર્યા પ્રણામ વગેરેનું કામ થઇ રહ્યા પછી એક ભીલ ઉભો થયો ને ત્યાં પડેલા શીશામાંથી પ્યાલાં ભરી દરેકને દારૂનો પ્યાલો પીવરાવા લાગ્યો.

પ્યાલો પીતાં દરેક જણ દેવીનો જય એમ ઉચ્ચાર કરતા હતા સર્વ મદિરા પી મસ્ત થઇ દેવીની ગર્જના પોકારવા લાગ્યા તેમના પહાડી અવાજથી શાંત જંગલ ગાજી ઉઠયું નિદ્રાવશ થયેલાં વનચરો ભયભીત થઇ દોડવા લાગ્યાં. બાદ ધીમે ધીમે સર્વ શાન્ત

થયા. તે પછી એક ભીલ ઉભો થયો ને સળગતા કુંડની નજીક જઇ મુખથી કંઇક બરબટી કમ્મરમાંથી લાંબો છરો બહાર કાઢી ત્યાં બાંધી રાખેલા બકરાની પાસે ગયો. આવો દેખાવ નિહાળી દૂર ઉભી રહેલી રમણીનું હૃદય દયાથી કંપવા લાગ્યું, એટલામાં તો ને ગરીબ પશુનો ભોગ આપવાને તૈયાર થએલા ભીલે છરાવાળો હાથ ઉંચો કર્યો કે તુર્તંજ ઉભી રહેલી રમણી હિંમતથી ત્યાં દોડી આવી, ને તેમના ટોળાની વચ્ચે આવીને ઉભી રહી. ભીલ લોકો કંઇ પણ બોલેતેપહેલાં તો તેણે હાથમાંની લાકડીઉંચી કરી ભોગ આપનાર ભીલનેકહ્યું:સબૂર

બસ આટલોજ શબ્દ પૂરતો હતો. ભોગ આપનાર ભીલનો ઉંચો થયેલો હાથ ત્યાં ને ત્યાંજ સજ્જડ ચોંટી ગયો. તેના ચોંટી ગયેલા હાથમા અપાર વેદનાં થવા લાગી. તેથી તે ભીલ બૂમેબૂમ પાડવા મંડયો સઘલા ભીલ આશ્ચર્યચકિત્ થઇ ગયા ને એક બીજાના કાનમાં કહેવા લાગ્યા કે અહ્યો ! આતો માતાજી આઇવાં.

હા, ભયા ? એમજ હમજાય સે. એમ કહી સઘળા ભીલ લાંબા થઇ તે રમણીને પગે લાગવા મંડયા. બાદ છેવટે એક ઘરડો ભીલ ઉભો થઇ હાથ જોડી કહેવા લાગ્યો કે એમા ! મારી માવડી એમા કરો. આજે આ તમારાં સોકરાં પર ગણી કરપા કરી હોય એમ લાગસે. મા ? અમે આ બકરાનો ભોગ આપતા હતા. એવામાંજ આપે કરપા કરી દરહન દીધાં ઘણી ખમ્મા માને મા ! લ્યો હવે આ બકરાનો ભોગ.

" અરે કાકા ! આ મારા હાથે દખ થાયસે, મારો જીવ જાયસે, એ...માવડીને કહીને સાડાશો. " અદ્ધર ચોંટી ગયેલા હાથવાળો

ભીલ બુમ પાડી બોલી ઉઠયો.

"હે! ઓલ્યા કોણ બેમલા। તારો હાથ ત્યોં હજ્ટ થયો સે? ઉભેરે ભા? હું માતાજીને કેઉં" કહી તે ગરડો ભીલ વળી પાછો હાથ જોડી પગે લાગી કહેવા લાગ્યો "મા! ઓલ્યા મારા ખેમલાની પર મેર કરો તે ગણો દખી થાયસે મા! તેનો કાંઇ ગનો તો નથી થયો ના?"

"હા તેણે ઘણોજ ભારે અપરાધ કર્યો છે. પેલા ગરીબ નિર્દોષ બકરાને દુઃખ આપવા જતાં તે પોતે પીડાય છે. અને તમે લોકો કેમ સમજતા નથી કે દેવી આવા ભોગથી પ્રસન્ન નથી? અરે શું તે રંક પશુમાં જીવ નથી? મતારી પર કોઇ છરાનો ગા કરેતો શું તમને રૂખ નહિ થાય? જેવું તમને દુઃખ થાય તેવુંજ તેને પણ દુઃખ થાય. માટે હવે આવા ભોગ આપવાનું બંધ કરો તમને આવા ભોગ આપવાનું કોણે કહ્યું છે?"

"ખેમા, મા ખેમા કરો. અમે નોતા જાણતા કે આમ કરવાથી તમે કોપહો. મા! અમને તો અમારા ભરામણ ગોરે ચીધું હતું કે ભોગ દેવાથી પરહન થાયસે. મા, અમારી પર ખેમા કરો." આખું ભીલમંડળ ધ્રુજવા લાગ્યું. તેમની સ્થિતિની કલ્પના, કરી તે રમણી બોલી "શાન્ત થાઓ, હું તમને દુખ દઇશ નહિ પણ આટલું યાદ રાખજો કે દારૂ ને આવા રંક પ્રાણીઓના બળીદાનથી માતાજી સંતુષ્ટ થવાને બદલે કોપાયમાન થાય છે તેથી બળીદાન દેનારા આખરે દુઃખી થાય છે ને નિર્વંશ મરે છે. આજે તમે સર્વ જણા મારી આગળ પ્રતિજ્ઞા કરો કે હવેથી અમે કોઈ પણ

વખતે આવું દુષ્ટ કામ નહિ કરીએ. જુઓ, હવે હુ પેલા દુખી થતા તમારા ખેમલાને છોડાવી અહિં બોલાવું છું" કહી તેણે બુમ મારી ખેમા આમ આવ.'

'એ...આઇવો મા' કહી હસતો હસતો ખેમલો ત્યાં દોડી આવી ચરણુમાં પડયો–સઘળાએ જય ગર્જના કરી. બાદ દરેક જણે પ્રતિજ્ઞા કરી; અને હવે માતાજીની શું ઇચ્છા છે તે સાંભળવાને સઘળા હાથ જોડીને ઉભા રહ્યા. બાદ થોડીવારે તે રમણી ભીલ લોકોના સામે જોઇ કહેવા લાગી, "મારા ભલા લોકો! તમારી પ્રતિજ્ઞાથી આજ ઘણીજ પ્રસન્ન થઇ છું ને તેથી હું અત્યારથી આ સ્વરૂપે હું તમારી પાસે રહેવા ઇચ્છું છું."

"ઓ મા" આતે તમે હું બોઇલાં આ હેબકો પરગણીજ કરપા કરી મા. અમે તમારી જીવ હાટે હેવા કરીશું મા!"

"ઠીક તો ચાલો" કહી તે બાળાએ માતાજીની જય બોલાવી સઘળા ભીલ મંડળે મહાન પોકારથી જય ગર્જનાને વધાવી લીધી. ત્યાર પછી સર્વ મંડળ ત્યાંથી જવાને ઉભુ થયું, પણ એટલામાં કોઇક કરૂણાજનક સ્વરે ગાતું ગાતું આવતું હોય એમ જણાયું.

સઘળા ભીલ લોકોને ઉભા રહેવાની ઇસારતે કરી તે રમણી ધ્યાનપૂર્વક આવનારના ગાનના સ્વરને સાંભળવા લાગી. જેમજેમ તે આવનાર નજીક આવતું હતું તેમ તેમ તેનું કરૂણાજનક ગાન સ્પષ્ટ સંભળાવા લાગ્યું. ઉભી રહેલી રમણી આંખ્યો ખેંચી જોવાલાગી તો તે ગાનાર એક અબળા જણાઇ. મધુર સ્વરે ગાતી અબળા વચમાં નિશ્વાસ મૂકતી હતી. તેનું કરૂણાજનક ગાન પવનમાં મિશ્રિત થઇ

ચારે બાજુએ સંભળાતું હતું એટલામાં તો ચાલી આવંતી અબળાને રસ્તા વચ્ચે પડેલા એક પત્થરની ઠોકર વાગી. હા વિભો કહી તે અબળા નીચે બેસી ગઇ ઠોકર વાગવાની કળને શાન્ત થતાં પુનઃ તે બાળા આંખ્યોમાંથી અશ્રુ વહેવરાવતી ગાવા લાગી,

રડી રડી આંસુડાં ખૂટયાં સદાએ છે છતા રોવું !
નસીબે આ લખાવેલું હૃદયને છે રીબાવાનું !
ઉગે આનન્દના તારા ખરી જાતાં વહે ધારા,
ધરી આકાશમાં આશા હૃદયને છે રીબાવાનું,
દિલે બંધાય કિલ્લા કંઇ દિવાલો તુટતી તેની;
જતાં ઉડી મોડી આશા રદયને છે રીબાવાનું
અહો જે ભાસતું પાસે નકી મૃગતૃષ્ણિકા તે છે
જતાં પાસે દુર ન્હાસે ! અરેરે છે રીબાવાનું.

ગુ. ગ.

હા રીબાવાનું અને મારવાનું કહી તે અબળા દુઃખના શબ્દ દર્દથી એકાએક બેશુદ્ધ થઇ પડી, તેના પડવાના અવાજથી ભીલ લોકો તથા તેમની દેવી થઇ રહેલી રમણી ચમકી, અને તે તુર્તજ ઉભેલી તથા લોકોને ત્યાંજ રહેવાનું કહી એકને સાથે લઇ બેશુદ્ધ બાળાની પાસે દોડી ગઇ.

વાંચકો ! ભીલ મંડળમાં રહેલી રમણીને હવે આપણે ભીલ દેવીના નામથીજ ઓળખીશું.

બેશુદ્ધ પડેલી બાળા સોળ સત્તરવર્ષના આશરાની સ્વરૂપવતી સુંદરી હતી, તેનું મુખ ગૌર ને કાન્તિવાન ભાસતું હતું. ભીલદેવી

તેની નજીક જઇ તે બેશુદ્ધ બાળાનું માથું ખોળામાં લઈ તેને સાવધ કરવાના ઇરાદે પહેરેલા વસ્ત્રના છેડાથી પવન નાખવા લાગી એટલામાં તો એક ભીલ જંગલમાં દોડયો ને થોડીવારમાં કંઇક વનસ્પતીનાં પાંદડાં લઇ આવ્યો પાંદડાંને મસળી તેના રસનાં બેજ ટીપા તે બેશુદ્ધ બાળાની આંખમાં નીચોવતાં તે તરતજ સાવધ્ થઇ. સાવધ થતાં તેણે પોતાની પાસે કોઇને બેઠલું જોતાજ ભયને એક કારમી ચીસ પાડી.

તેને ભયથી વ્યાકુળ બનેલી જોઇ ભીલદેવી કહેવા લાગી:-બ્હેન બ્હીશ નહિં હાં.

" હું કયાં છું ?"

" અમારા આશ્રયમાં."

" તમે કોણ છો ?",

" તને શાન્તી આપનાર તારૂં કલ્યાણ ઇચ્છનાર;

" આ અનાથની ઉપર આપનો અનહદ ઉપકાર થયો. કહી તે ભીલદેવીના ચરણમાં પડી તેને સ્વહસ્તે ઉભી કરતાં ભીલદેવીએ પૂછ્યું, બ્હેન તારૂં નામ ?

" મારૂં નામ કૌમુદિની.

" એમ વારૂં કૌમુદિની તારી હકીકત મને જણાવીશ.

" હા મારો ઉદ્ધાર કરનાર દેવીને મારૂં વૃતાંત નહિ જણાવું તો હું કોને જણાવીશ ? દેવી હું એક અનાથિની છું સુરગામના વૃદ્ધ ઠાકોર મારા પિતા થાય. મને બાલ્યકાળમાંજ માતાપિતાએ લગ્નથી જોડી દીધી હતી પાંચ વર્ષની ઉમ્મરણીજ હું સાસરે વસવા લાગી

મારી આઠ વર્ષની ઉમ્મર થતાં મારાં માત પિતા દેવલોક પામ્યાં. હું માબાપ વિનાની થઇ. મારે ભાઇ નહિ હોવાથી અમારાં ગામ પિત્રાઇયો પચાવી પડયા. મારાં સાસુ સસરા મારી પર ઘણોજ સ્નેહ રાખતાં હતાં. સસરાનું નામ વિજયરાજ હતું, અને મારા સ્વામિનું નામ જ્ઞાનચંદ્ર હતું. મારી દશ વર્ષની ઉમ્મરે મારા સસરા મારા સ્વામિને લઈ યાત્રાએ નીકળ્યા. દૈવવશાત્ માર્ગમાં લુંટારાઓએ તેમને લુંટી મારી નાખ્યા. મારા સ્વામિની તે વખતે તેર વર્ષની વય હતી, તેમનું શું થયું તેની કાંઇ પણ ખબર પડી નહિ. માઠા સમાચાર અમને મળતાં અમે ઘણુંજ કલ્પાંત કરવા લાગ્યાં. મારાં સાસુએ તો અન્ન પાણીનો પણ ત્યાગ કરી દીધો. આથી તે પણ આખર આ અભાગિનીને નિરાધાર દશામાં મૂકી મરણને શરણ થયાં. હું ઘણી ગભરાઇ ગઇ. બ્હેન ! ત્યાર પછી મારી ઉપર દુઃખનાં ઝાડ ઉગવામાં કંઇ પણ બાકી રહી નથી. મારાં દુઃખ અત્યારે કહેવા બેસું તો પાર આવે તેમ નથી. એવી રીતે દુઃખમાં ને દુઃખમાં મ્હેં ઘણો સમય વીતાડયો. બાદ આજથી થોડા દિવસ પર મને સમાચાર મળ્યા છે કેઃ—મારો સ્વામિ હાલ જીવતો છે અને તે બહારવટીયાના સરદાર કૃષ્ણલાલનો સેનાપતિ થઇને રહ્યો છે, આ......"

" શું ! કૃષ્ણલાલ બહારવટીયો ?" વચમાં લીલદેવીએ ઉશ્કેરાઇને પ્રશ્ન કર્યો.

" હા. દેવી ! તે કૃષ્ણલાલ બહારવટીયો ક્રૂર ખૂનીને ભયંકર કૃત્યોનો કરનાર છે. મારા સ્વામિના સમાચાર મળતાંજ હું તરત ઘર-માંથી બહાર નીકળી પડી. દેવી ! ત્રણ મહિનાથી હું ગામેગામ ફરતી

આ જંગલમાં આવી ચઢી છું, અને તે દુષ્ટ બહારવટીયાના સ્થાનને ખોળું છું, પણ હજી સૂધી મ'ને તેના ઠેકાણાનો પત્તો મળ્યો નથી. દેવી ! આ અનાથિની હવે તમારા શરણમાં છે." કહી કૌમુદિનીએ ભીલદેવીના ખોળામાં માથું નાખી દીધું. ભીલદેવી તેને વાંસે હાથ ફેરવી કહેવા લાગી.

" કૌમુદિની ! નિર્ભય રહે. હું તે કૃષ્ણલાલને અને તેના રહેઠાણોને સારી રીતે જાણું છું. જો તારો સ્વામિ તે પાપાત્માનો મદદગાર હશે, તો ગમે તે પ્રકારે હું તેને નીતિને પંથે ચઢાવી તારે સ્વાધિન કરીશ."

" જય, જય, મહાદેવીનો જય." ભીલ મંડળ ગર્જી ઉઠયું.

બાદ ભીલદેવી કૌમુદિનીને લઇ ભીલ મંડળ સાથે તેમના મુકામમાં આવી. મુકામે આવી કૌમુદિનીને વિશ્રાન્તિ લેવાનું સુચવી ભીલદેવી ચાર ભીલને લઇ જંગલમાં ક્યાં ચાલી ગઇ.



## પ્રકરણ ૬ ઠું.

---

### સરોજ સપડાયો.

---

શુન્યકાર સઘળા સદનમાં,
× × × ભણકાર થાયે ભય ભર્યાં,
સ્મશાન વ્હાલું, સુંદરી વણ–
× × × ભવન વસતું ના ગમે.
વિરહાનળેથી તપિત તનડા–
× × × ની અગન બુઝાવવા.
પ્રેમ પાપના આસ્વાદ વણ,
× × × સુખ ચેન સઘળાં ના ગમે.

કાસ:રવાળા.

ઉપર પ્રમાણે બોલતો સરોજકુમાર ફરતો ફરતો ભદ્રકાળીના સ્થાનકે આવી ઉભો રહ્યો. શુદ્ધ હૃદયથી માતાને નમન કરી સરોજ કરૂણ કંઠે બોલવા લાગ્યો, " માતા ભદ્રકાળી ! તમે દયાળુ કહેવાઓ છો. તમને આરાધનાર ભક્તનાં સઘળાં સંકટો તમે દૂર કરો છો. માટે કૃપા કરી આ તમારા બાળકને કહો કે—તમારા દર્શનની લાલસાથી આવેલી સરલા નામે એક આશાભરી ભામિનીનું શું થયું ? બોલો ! દેવી ! જણાવો કે તે મારી સ્નેહમૂર્તિનું શું થયું?"

સરોજ ઘણીવાર સુધી દેવીની મૂર્તિના સામે જોઈ રહ્યો પણ તેને કોણ જવાબ દે ? આથી છેવટે કંટાળી સરોજ પાછો વળ્યો તો તેની નજર દેવીના કુંડ ઉપર પડી. કુંડ નજીક લોહીના છાંટા પડેલા હતા. સરોજ કંપ્યો સરલાના બળિદાનની શંકા થઇ તે બૂમ પાડી ઉઠયો. કે " અરે ! શું મારી સરલાનું બળિદાન તો નહિ આપવામાં આવ્યું હોય ? ના, ના, દેવી એવી નિર્દય ન હોય કે તે એક કુમારિકાનું બળિદાન ગ્રહણ કરે. ત્યારે મારી સરલાનું શું થયું હશે ? " આમ મનમાં બોલતો સરોજ દેવીના ચોગાનમાં નીચે બેઠો. માથું નીચું રાખી સરોજ થોડીવાર સુધી શાન્ત ચિત્તે બેસી રહ્યો. એવામાં એકાએક પવનનો વંટોળીયો ચઢયો, તેમાં એક કાગળની કાપલી ઉડતી ઉડતી ત્યાં આવી. અચાનક સરોજની નજર એ કાગળના કટકા પર પડી. તે તત્કાળ તેને ઉપાડી લઇ જોવા લાગ્યો, અંદર સરલાના અક્ષર જણાયા, આથી સરોજ વાંચવા લાગ્યો તેમાં ઝીણા અક્ષરે લખેલું હતું કે, " વ્હાલા ! તમે મારી શોધમાં ભદ્રકાળીએ આવશો એમ ધારી લખું છું કે માતાજીના દર્શને જતાં અમે લુંટારાઓના ભોગ થયાં છીએ. લુંટરાઓ બીજા કોઈ નહિ પણ કૃષ્ણુલાલનાજ માણુસો હતા. અમારામાણુસોને ઘાયલ કરી દુષ્ટ કૃષ્ણુલાલ મનેઉપાડી ગયો છે. વ્હાલા ! તમારી સરલા સંકટમાં સપડાઇ છે, તેને વિશ્વંભરનાથ સિવાય હવે કોઇનો આધાર નથી. વ્હાલા ! શોક કરશો નહિ મઇ ગુજરી ભુલી જજો.

લી.

તમારા ચરણુકમળની સેવા ઇચ્છનારી

સરલા.

ચિઠ્ઠિ વાંચતાંજ સરોજ એક નાના બાળકથી માફક રડી પડયો ચિઠ્ઠિમાં લખેલા શબ્દો ઉતાવળથી લખેલા હતા, તેથી સરોજે ફરીથી તેને ગોઠવીને વાંચ્યા. કૃષ્ણલાલ પર અપાર ક્રોધ ચઢયો ક્રોધના આવેશથી તે એકદમ ઉભો થઇ બુમ પાડી ઉઠયો, " કૃષ્ણલાલ ! ઓ કાળા કર્મના કરનાર, કાળાનાગ ! તું આવો દુષ્ટ હોઇશ એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. સિંહના શીકારને લઇ જનાર શંગાલ હવે આ વનરાજથી સાવધ રહેજે, આજથી આ સરોજ તારા મરણુની ખોળમાંજ હમેશાં ફરશે અને તારો તેમજ તારા મંડળનો અલ્પ સમયમાંજ નાશ કરશે. નિર્દોષ જનોના લોહીના તરસ્યા કૃષ્ણુલાલ ! હવે સમજજે કે તારો વિનાશકાળ પાસેં આવ્યો છે " આમ બોલતા બોલતાં સરોજનું મુખ લાલચોળ થઇ ગયું. તેનો હાથ વારંવાર કમ્મરે ખોસેલી કટાર તરફ વળવા લાગ્યો, આખરે જેમ તેમ ક્રોધને શાન્ત કરી સરોજ કાગળનીચિઠ્ઠીને ગજવામા મુકી પુનઃ મન સાથે બોલવા લાગ્યો, " હા, સરલા ! દુષ્ટના પંજામાં સપડાએલી, ગાય જેવી બાળા ! તું તે તે દુષ્ટ કસાઇનો ભોગ થઇ પડી; સરલા, વાલી સરલા કહે કે હું તારો ઉદ્ધાર હવે કેવી રીતે કરી શકું ? અરેરે ! પિતાજીની પાસેથી નીકળ્યાંને આજે ત્રીજો દિવસ થયો છે, પિતાજી પણ મારા માટે ઝુરતા હશે બાપુ ! વ્હાલા બાપુ, આ તમારા અપરાધી બાળકને ક્ષમા કરજો. હું તમારી સેવા કરવાને બદલે તમને દુખકારક નીવડયો છું. હા પવિત્ર સરલાના વિયોગે હું ભાન ભુલ્યો છું ને તેને માટે અપાર સંકટો સહન કરતો આ વિકટ વગડામાં ભટકું છું સરલા પ્રિય સરલા ! તારા વિના હવે મને મુદ્દલે ચેન પડતાર નથી મૃગાક્ષી સરલા ! તારૂં દયામણું મુખ મારી નજરે તરી આવે છે આ

આંખ્યો અત્યારે તને અહિં ઉભેલી જુવે છે. આ સરોજનું શરીર તને સ્પર્શ કરવાને તલસે છે, પણ ભાનમાં આવતાં તારૂં મુખ મારાથી અદ્રશ્ય થતુ હોય એમ જણાય છે. સરલા, સરલા ! તારા વિના મારી શું દશા છે તે તો જો !" કહી સરોજ એક ગાઢ નિઃશ્વાસ નાંખી ઉંચે જોઇ બોલવા લાગ્યો,

"વગર તું હાર હૈયાના, બધો સંસાર ખારો છે,
મગર દિલદાર ત્હારી તો મઝાનો બ્હાર ન્યારો છે.
અમારા દર્દની લ્હેજત, શું જાણે કોઇ બે દર્દી ?
ધવાયો જે પુરો તેને, દરદનો પ્યાર ન્યારો છે.
ગમે નહિ ખાન પાનો કંઇ, ગમે કાંઇ ગાન તાનો નહિ,
મિઠી શી વેદના ભારે. અજબ વહેવાર તારો છે.

× × × ×

વગર હું કાંઇ ભાવે નહિ, મને તું એમ કહેતીતી,
વિયોગે ત્હેં જીવાયે નહિ, મને તું એમ કહેતીતી;
તજું નહિ જીવ જાતાં હું, રૂડી વેલી શી રહું વળગી,
ગઇ ક્યાં પ્રેમની પ્યાલી, મને જે એમ કહેતીતી.

દેશાશરી.

સરલા ! મોહિની સરલા ! તું ક્યાં ગઇ ! સરોજ વિચારમાં પડયો. થોડીવારે વિચારનો નિર્ણય કરી બોલી ઉઠયો, "બસ હવે આ દેહ સરલાની શોધમાં આવી પડતાં અનહદ સંકટો સહન કરશે. ભુખે તરસે રીબાશે, દુશ્મનોના દગાથી કદાચ સપડાશે, તો પણ આ સરોજ ના હિંમત થઇ કદાપિ પાછો નહિ ફરશે. હું દુષ્ટ દુશ્મનોની

શોધમાં ફરીશ, જંગલ, પ્હાડો ખોળીશ, અને આખરે તેમને પકડી તેમના ત્રાસથી નિર્દોષ જનોનું રક્ષણ કરીશ. યશ આપવો હવે શ્રી હરીના હાથમાં છે હું ભાગ્યને આધિન થઇ પુરૂષાર્થ કરીશ. પછી તો જેવી ઇશ્વરેચ્છા. ચાલ જીવ ! મધ્યાન્હકાળ થયો છે, આ દેવીના મંદિરમાં નિદ્રા લઇ બપોરા ગાળું; ને નમતો પહોર થતાં પંથે પળું. આમ નિર્ણય કરી સરોજ દેવીના મંદિરમાં પેઠો, ને દેવીની સન્મુખ લાંબો થઇ સૂતો. ત્રણ ત્રણ દિવસના રખડથી સરોજ થોડીવારમાંજ નિદ્રાને શરણ થઇ ગયો.

ખરા મધ્યાન્હ થયા હતા. પવનનું તો નામજ નહોતું. પશુ પક્ષીયો પણ બ્હાર ફરતાં જણાતાં નહોતાં. જમીન પણ સૈપ્ત ગરમ થઇ ગઇ હતી. માંકડાનાં માથાં ફાડી નાખે એવો હસ્ત ચીત્રાનો તડકો પડતો હતો. આવા સમયે દસ કદાવર પુરૂષો હાથમાં ખુલ્લી તલવારો સાથે દેવીનો મંદિર તરફ આવતા હતા. પરસેવાથી ટપકતા તેઓ તેમની વિકાળ નજર ચારે તરફ ફેરવતા, અને ઝડપથી પગ ઉપાડતા દેવીના મંદર નજીક આવતા હતા.

ચાલી આવતા માણસો મૌનતાથી ચાલતા હતા. છેવટે મંદિર નજીક આવતાં તેમાંનો એક બીજાની સામે જોઇ કહેવા લાગ્યો, "અલ્યા અમરા ! મને લાગે છે કે તે આટલામાંજ હોવો જોઇએ."

"હા, કારણ કે જ્ઞાનચંદ્ર બરાબર બાતમી મેળવી લાવ્યા છે કે તે ભદ્રકાળીના મંદિર તરફજ આવ્યો છે." અમરાએ કહ્યું.

"ઠીક છે, જુઓ કે તે રંક બકરૂં આંટલામાં તો છુપાઇ રહ્યું નથી ને ?"

સઘળા દેવીના મંદિરની બહાર આવેલા બાગમાં તપાસ કરવા

લાગ્યા તપાસને અંતે એક માણસ દેવીના મંદીરમાં પેઠો અને ત્યાં સરોજને સુતેલો જોતાંજ બુમ પાડી ઉઠયો, અરે આપણે જેને શોધીએ છીએ તે તો અહિંયાંજ છે. !"

"ક્યાં છે ?" સઘળા ત્યાં દોડી આવી પૂછવા લાગ્યા.

"જુઓ જુઓ તે આ સુતો."

"તેને પકડો, બાંધો અને સાથે લઇ ચાલો." એક માણસે બુમ મારી કહ્યું.

તેના બોલવાના મોટા અવાજથી સરોજની નિદ્રા ઉડી ગઇ. તે તત્કાળ ઉઠી બેઠો થયો અને પોતાની આસપાસ માણસોને જોઇ ચમક્યો. એટલામાં પુન: અવાજ થયો તેને પકડો, જલ્દી કરો.

સઘળા સરોજને પકડવા દોડયા સરોજ ગભરાયો પણ હિંમત નહિ હારતાં કમ્મરમાંથી કટાર ખેંચી કાઢી બોલી ઉઠયો, ખબરદાર, એક પગલું પણ આગળ વધતાં વિચાર કરજો તેમ છતાં જો તમારો વિચાર મને પકડવાનોજ હોય તો પ્રથમ મને જણાવો કે તમો કોણ છો ? અને મને પકડવાનું શું કારણ છે ?"

"અરે બુદ્ધિહીન્ છોકરા ! અમારે તને પકડવામાં એક મોટું કારણ સમાયેલું છે, માટે છાનોમાનો અમારે સ્વાધિન થઇ જા."

"વીર પુરૂષ ત્રણ ચારનો ભોગ લીધા વીના કદી પણ સ્વાધીન થતો નથી. હરામખોરો ! યાદ રાખજો કે મને પકડવા આવતાં તમેજ યમ રાજના પાસમાં પકડાઇ ન જાઓ."

"છોકરા ! આ વીરને તું ઓળખે છે ? કે જે યમરાજને પણ શિક્ષા કરવાને સમર્થ છે." એક માણસે આવીને કહ્યું.

" વીરનરો પોતાના મુખથી પોતાની બહાદુરી બોલી બતાવતા નથી; તેમની બહાદુરી તો સમરાંગણમાંજ જણાય છે. બોલીને બળ જણાવનારા બામટા ! મને જવાબ આપ કે તું કોણ છે ! અને આ તોફાનનુ શું કારણ છે ? " સરોજે પૂછ્યું.

" છોકરા ! શું તું હજી કૃષ્ણલાલથી અજાણ્યો છે કે ?" કૃષ્ણલાલે મુખ પરથી મુખવટો દુર કરી પૂછેયું.

" ઓહ ! કોણ પાપી કૃષ્ણલાલ ?" સરોજ ચમકી ઉઠયો;

" હા તારી સરલાને લઇ જનાર તારો શત્રુ આ કૃષ્ણલાલ."

" હેં શું નિર્દોષ સરલા તારા સ્વાધિનમાં છે. ? "

" હા નકામાં બડબડાતથી કંઈ વળનાર નથી, સરલા હવે આ કૃષ્ણલાલની ગૃહદેવી છે. "

" ચુપ કર ! સરલા તારા જેવા પિશાચની ગૃહદેવી થવા કરતાં આત્મત્યાગ કરીને સ્વર્ગે જવા ઘણીજ ખુશી થશે, "

" છોકરા ! હું તારી સાથે વધારે વાતચીત કરી વખત ગુમાવવા નથી ઇચ્છતો માટે હું કહું છું તે સાંભળ. જો તારે તારી જીંદગી બચાવવી હોય તો મુંગે મ્હોઢે અમારે સ્વાધીન થા. "

" એમ ! વારૂ સ્વાધિન થયા પછી તું મને શું કરવા ધારે છે ?"

" જીંદગીભર તને મારો ગુલામ બનાવીશ પછી તારા પિતાનો અંત આણી સરલા સાથે લગ્ન કરી રત્નનગરનું રાજ્ય કરીશ. "

" એમ ! વારૂ કૃષ્ણલાલ તું જાણે છે કે હું આ કોને કહું છું ?

" હા, સરોજકુમારને "

" નહિ તારાં વિકરાળ કાળને. પાપાત્મા ! આવ, આ નાનો

સરોજ તમારી ભેટ લેવાને અને તમારી મ્હેમાની કરવાને હાથમાં કટાર લઇને ઉભો છે. મ્હેમાનગીરીનો સ્વાદ ચાખવો હોય તો એક એક આવો અને વિચાર હોય તો સામટા આવો. આ સરોજ તમારાથી લેશ માત્ર પણ ડરતો નથી."

"એમ તો થા તૈયાર. મારા સરદારો ! આ બોલકણા છોકરાને બાંધો, જકડો," કહી કૃષ્ણુલાલે સરોજની તરફ ધસ્યો. સઘળા માણસો પણ સરોજની તરફ દોડયા. સરોજ ઘેરાઇ ગયો. વિકટ પ્રસંગમાં સપડાઇ ગયો. છતાં સરોજ બીલકુલ ગભરાયો નહિ. તેનો ચ્હેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો. હાથમાંની કટારને ચારે તરફ ચાલાકીથી ફેરવી શત્રુઓને દૂર રાખવા લાગ્યો. આ સમયે જો તેની પાસે તલવાર હોત તો કયારનાએ તેણે દુશ્મનોને મારી રસ્તો કરી દીધો હોત. પણ ફક્ત કટારની સાથે રાત્રિના પોશાકમાંજ સરોજ બહાર નીકળી પડયો હતો.

શત્રુઓ પણ તેને પકડવાનો નિશ્ચય કરીને આવેલા હોવાથી સરોજ પર તૂટયા. સરોજ હાથમાં કટાર લઇ ચારે તરફ ફરવા લાગ્યો. જોતજોતામાં તો તેણે બેએક શત્રુઓના હૃદયમાં કટાર ભોંઝી પૂરા કર્યા. પોતાના બે માણુસોનું મરણુ જોઇ બાકી રહેલા કારમી કીકીયારી કરી પુનઃ તેની પર તૂટી પડ્યા, હિંમતવાન સરોજ જો કે એકલો હતો તેમજ આ સમયે શત્રુઓથી ઘેરાઈ ગયેલો હતો તો પણ હિંમત નહિ હારતાં શત્રુઓને શરીરથી દૂર રાખવાનો પ્રયત્ન કરતો હતો. તેની કટાર ફેરવવાની ચાલાકીથી શતરૂઓ પણ મ્હોમાં આંગળીઓ ઘાલી પાછા હઠવા લાગ્યા. આખરે કૃષ્ણુલાલ ભયંકર બૂમ મારી

પાછા હઠતા માણુસોને અટકાવી સરોજને પકડી લેવા દોડયો. પાછા હઠતા માણુસોએ પણુ પોતાના સરદારનું અનુકરણુ કર્યું. આખરે સરોજ થાકયો. આઠ બળવાન સશસ્ત્ર માણુસોની વચમાં એક હથીયાર વિનાનો યુવાન કયાં સુધી ટકી શકે ? તેણે શત્રુઓને હઠાવવા ઘણોજ પ્રયત્ન કર્યો, પણુ તેનો યત્ન નિષ્ફળ ગયો. આખરે તે પકડાઇ ગયો, તેના હાથમાંથી કટાર લઇ લેવામાં આવી, અને પછી તેને એક મજબુત દોરડાથી હાથે પગે બાંધી દીધો.

બંધીવાન સરોજને લઇ સઘળા ત્યાંથી ચાલવા લાગ્યા અને જોતજોતામાં તેઓ એક ભાગેલા કિલ્લા આગળ આવી પહોંચ્યા. કૃષ્ણુલાલે આગળ વધી ભાગેલા કિલ્લાનાં દ્વાર ઉઘાડયાં. સઘળા અંદર દાખલ થઇ ગયા. પુનઃ પાછાં બારણાં બંધ થઇ ગયાં.

વાંચકો, ચાલો હવે આપણે રાજા ચંદ્રશેખરના તંબુમાં પેઠેલા પેલા બ્રાહ્મણુને તપાસીએ.



# પ્રકરણ ૭ મું.

## "કરૂણાશંકરનું કપટ."

જે સમયે પેલા બ્રાહ્મણે રાજા ચંદ્રશેખરના તંબુમાં પ્રવેશ કર્યો તે વખતે ઘોર અંધારૂં થઇ ગયું હતું. જંગલના પહાડી સ્થાનમાં મોટા ટેકરાઓ અને ઝાડોનાં જુથો કાળાં ભૂત સમાન ભાસતાં હતાં. તેમાં વળી પવનના સપાટાથી ખડખડાટ કરતાં પાંદડાં અને ભયંકર હિંસક પ્રાણીયોની ચીસો સાથે દોડાદોડીથી શરીર કંપી ઉઠતું હતું. એ વખતે પેલો બ્રાહ્મણ કે જે કરૂણાશંકર હતો તે રાજાના તંબુમાં પેઠો હતો.

વાંચકો ! કરૂણાશંકર કૃષ્ણલાલનો એક સાચો સલાહકાર મિત્ર છે. તે મિથ્યાભિમાની અને બડાઇખોર છે તે સારી રીતે જાણો છો. રાજા ચંદ્રશેખર સરલાના હરણ પછી માતા ભદ્રકાળી સરોજની શાન્તિને અર્થે આવ્યા હતો. તેની કૃષ્ણલાલને અગાઉથી બાતમી મળી હતી. ક્રૂર કૃષ્ણલાલ એક સાહસીક માણસ હતો. તેમ આવી તક નકામી જવા દે એવો ન હતો. તેમજ તેની સાથે કરૂણાશંકર સિવાય બીજા બળવાન સરદારો પણ હતા. તેના બહાદુર સરદાર જ્ઞાનચંદ્રનું તો નામ સાંભળતાંજ ભલભલા પણ ડરી જતા હતા. ધુર્ત કૃષ્ણલાલે કરૂણાશંકરને બોલાવી હવે શું કરવું એમ પૂછ્યું. કરૂણાશંકરે તે

દિવસે પુશ્કળ મદિરાપાન કર્યું હતું પણ ભાન ઠેકાણે હતું તેણે થોડી-વાર વિચાર કરી કહ્યું મારા વ્હાલા સરદાર મારા ધારવા પ્રમાણે તો આ એક અમુલ્ય સમય આપણને મળી ગયો છે. જો આજનો દિવસ આપણે સાહસ કરી ખેલ ખેલીશું તો જે કામ આપણે લાંબા સમયે કરી શકીએ તે કામ ફક્ત આજેજ પુરૂં થાય અને પછી નિશ્ચિંત થઇ સરલા સાથે આનંદ કરાય.

કૃષ્ણલાલ—બોલ ત્યારે ત્હેં શું ધાર્યું છે? હું તારા કહેવા પ્રમાણે કરવા તૈયાર છું.

કરૂણાશંકર—સરદાર! સાંભળો હું કરૂં રાજા ચંદ્રશેખરનો શિકાર અને તમે પકડો સરોજકુમાર. જાણે કે આજે ગુમ થયો છે સરોજકુમાર એને તેથી સમજો તમારો બેડો પાર.

કૃષ્ણલાલ—કેવી રીતે?

કરૂણાશંકર—અરે જાઓ રે મારા મહેરબાન (હજી પણ ન સમજ્યા! સાંભળો! જાણે કે હું રાજા ચંદ્રશેખરને પકડું અને તમે સરોજકુમારને પકડો.

"કેવી રીતે અને ક્યાં જઇને! વગેરે સ્પષ્ટ સમજાવ નહિ તો મારે તારી વાત સાંભળવી નથી." કૃષ્ણલાલ ચીઢાઇને બોલી ઉઠયો.

"અરે લ્યો મારા સરકાર! સાંભળો ત્યારે, જાણે કે તમો જાઓ ભદ્રકાળી તરફ કારણ કે જ્ઞાનચંદ્રના જણાવ્યા મુજબ સરોજ આજ સવારમાં પાસેની ટેકરી ઉપર થઇ ભદ્રકાળીના મંદિર તરફ જતો હતો. તે માતાના દર્શન કરી દહેરામાંજ બપોરા ગાળશે. માટે તમે બે ચાર માણસો લઇ ત્યાં જાઓ ને એને ઉધતો જ પકડી અહિં

લઇ આવો જોયું મારા મહેરબાન ! કેવું છે આ સહેલું કામ ! એમાં ન જોઇએ બહાદુરીનું નામ, સરકાર અક્કલ તો આનું જ નામ ! સમજ્યા મારા મહેરબાન ! " આમ કહી તાનમાં ચઢેલો કરૂણાશંકર હસવા લાગ્યો.

" હાં, પછી ! " કૃષ્ણુલાલે પૂછ્યુ.

" અરે શું પછી ! પછી તે સરોજડાના દેખતાંજ ગુલાબી ગાલ વાળી, નાકે નથની વાળી, ચાલના ચટકાળા વાળી, રસીલી છબીલી સુંદરી સરલાને પરણો એટલે બસ મને શાન્તિ. "

" એતો જાણે સમજ્યા, પણ તું રાજા ચંદ્રશેખરને શી રીતે સપડાવીશ ? આવી રીતે ત્યાં બોલીશ તો તુરત પકડાઈ જઈશ ને વિના મ્હોતે માર્યો જઇશ. " કૃષ્ણુલાલે કહ્યું.

"એમ કે ! મારા મહેરબાન તમારા કરતાં મારે ભારે કામ હોં તે વિચારજો. તમારે પકડવું છે એક નાનું છોકરૂં, અને મારે પેસવું છે. સંહની ગુફામાં. તે કાંઈ અક્કલ વિના બનશે કે ! સાંભળો તમે જશો અત્યારે આમ, તો હું જઇશ સાંજે મારે કામ, એટલામાં તમે તમારૂં કામ પુરૂં કર્યું હશે. રાજા શોકમાં ગરકાવ થયો હશે, ત્યારે આ બંદા બ્રાહ્મણ થઇ ત્યાં જશે. કારણ કે બ્રાહ્મણને માટે દરબાર બંધ રાખનાર અને બ્રાહ્મણને નહિ મળનાર એવો એ અભિમાની નથી. કૃષ્ણુલાલ ! હું તેને મળી મારી અજબ જાળમા ફસાવી લાગ્યો જાણજો, માટે તમે જાઓ આમ ને હું જાઉં આમ લ્યો, જે માતાજી. " કહી કરૂણાશંકર નીસાના જોરમા ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર બાદ કૃષ્ણુલાલે તેનું કામ કેવી રીતે કર્યું તે આપણે જાણી ગયા.

હવે કરૂણાશંકરનું કપટ જોવાનું બાકી છે.

કરૂણાશંકરે તંબુમાં પ્રવેશતાં જ રાજાને બે હાથ ઉંચા કરી આશીર્વાદ દીધો. રાજાએ રહેજ શંકાશીલ થઇ પાસે પડેલા આસન પર બેસવાનું સૂચવ્યું. એટલામાં બીજા સરદારો વગેરે ત્યાં આવી ગોળ કુંડાળુ વળી રાજાની સન્મુખ બેઠા.

થોડીવાર શાન્ત રહી મહારાજાએ પુછ્યું, " મહારાજ ! આ કાળી રાત્રે કઇ તરફથી આવો છો ?"

" હરદ્વાર તરફથી " કરૂણાશંકરે કહ્યું.

" તમારૂ નિવાસ સ્થાન ? "

" રાજન્ ! મારૂ નિવાસ સ્થાન રમ્ય નગરમાં છે. "

" એમ ! હું ધારૂં છું કે અહિં તમે માતા ભદ્રકાળીનાં દર્શને આવ્યા હશો ? "

"હા રાજન, આપનું ધારવું સત્ય છે, હું ચાર પાંચ દિવસથી અત્રે માતાજીનાં દર્શનની ઇચ્છાથી આવેલો છું. "

"તમારૂં નામ ?"

"જયશંકર જ્યોતિષોપાધ્યાય ભટ્ટાચાર્યજી." તેણે જુઠું કહ્યું..

"ત્યારે તો જ્યોતિષનું જ્ઞાન ઘણું સારૂં હશે ? "

"હાજી, હું જન્માક્ષર, ગ્રહ, ઉપગ્રહ, વળગાડ, જન્મોત્રી વગેરેની વિદ્યા સારી રીતે જાણું છું તેમજ મોટા મોટા રાજા રજવાડાઓની પણ જન્મોત્રીઓ હુંજ કરૂં છું.

" મહારાજ ! આપ જ્યોતિષવિદ્યા જાણો છો તો કૃપા કરી મારો એક પ્રશ્ન મૂકશો કે ?

" અરે ! એશું બોલ્યા રાજન ! મને લાગે છે કે તમે અત્યારે એક મહાન ચિંતાથી વ્યાકુળ છો ? "

" હા એમજ છે. "

થોડીવાર શાન્ત રહી તેમજ ધ્યાનસ્થ થવાનો ઢોંગ કરી કરૂણાશંકરે કહ્યું " રાજન તમારૂં વ્યાકુળ રહેવાનું કારણ હું સમજી ગયોછું પણ ફીકર કરશો નહિ તમારો પુત્ર તમને મળશે. "

હેં ! શું મારો પુત્ર મને મળશે ? ભટ્ટાચાર્યજી મહારાજ ! મને ખાત્રી થાય છે કે તમે એક મહાન પંડીત છો, કૃપા કરીને કહો કે મારો પુત્ર હાલ કયાં છે રાજાએ આશ્ચર્ય પામી પૂછયું

" રાજન ! અમે બ્રાહ્મણો સર્વ જાણી શકીએ એવા જ્ઞાનીઓ છીએ. જપ, તપ, હોમ વગેરે અમારાં હમેશનાં કાર્યો છે. રાજા ચંદ્રશેખર ! જુઓ, હું હમણાંજ તમારો પુત્ર કયાં છે એ ગણીત વિદ્યાના પ્રતાપે કહું છું. આમ કહી કરૂણાશંકરે એક પત્થર મંગાવી તેની ઉપર કોલસામાંથી ગોળ કુંડાળું કાઢયું ને તેના ખાનામાં કોઇએ બે તો કોઇએ પાંચ એમ અનુક્રએ વીસ સુધીના આંક લખ્યા–બાદ થોડીવાર મુખથી મેષ, વરખ, મીથુન, વગેર બડબડી બોલ્યા, રાજન ગભરાશો નહિ શોક કરશો નહી તમારો પુત્ર નામે સરોજકુમાર આટલામાંજ છે."

"હેં ! શું તે આટલામાંજ છે ?" રાજાએ આનંદ પામી પૂછયું.

"હા. અને તે વળી ભદ્રકાળીના મંદિરમાં."

"શું કહો છો ? મહારાજ ! હું હાલને હાલ ત્યાં જઇ મારા

પુત્રને તેડી લાવું છું, ત્યાં સુધી આપ અત્રે આરામ લ્યો." રાજા જવાને ઉભો થયો. તેને જતો અટકાવી કરૂણાશંકરે કહ્યું," રાજા ?" સાહસ કર્મથી વિપરીત થાય છે. શાન્ત થાઓ ને હું કહું તે સાંભળો.

" કહો મહારાજ ! શી આજ્ઞા છે ?" રાજાએ પૂછ્યું.

" રાજા ! ગ્રહના કારણે આપણે બન્ને એકલા જ ભદ્રકાળીએ જઇએ તો સરોજને મળી શકીયે. તમારા એકલાના જવાથી કંઇ પણ વળનાર નથી."

" હું આપની જોડે આવવા તૈયાર છું." રાજાએ કહ્યું.

" નહિ, રાજા ચંદ્રશેખર ! તારે એકલાને તેની સાથે જવાની જરૂર નથી. સાવધ ! એ બ્રાહ્મણનો વિશ્વાસ રાખીશ નહિ." બ્હારથી કોઇ બોલી ઉઠયું.

રાજા સરદારો વગેરે સ્તબ્ધ બની ગયા. કરૂણાશંકરના તો મોતીયાંજ મરી ગયાં. રાજા; સરદાદા વગેરે કરૂણાશંકરને ધારી ધારીને જોવા લાગ્યા. બાદ તરત રાજાએ પહેરાવાળાને હાંક મારી કહ્યુઃ– " ગુલાબ ! જોતો, આ હમણાં કોણ બોલ્યું ?"

" જેવી આજ્ઞા." કહી પહેરાવાળો બહાર આસપાસ જોઇ આવી કહેવા લાગ્યો–" પ્રભુ ! બહાર તો કોઈ જણાતું નથી."

" જ્યારે બહાર કોઇ નથી ત્યારે એ બોલનાર કોણ છે ?" રાજાએ પૂછ્યું

" ગમે તે હસે, મને તો લાગે છે કે કોઇક હરામખોર આટલામાં છુપાઇ રહેલો હશે રાજા ! બોલો હવે તમે મારી સાથે દેવીના મંદિરે આવો છો કે કેમ ?" હજી તો કરૂણાશંકર પૂરૂં

બોલી રહયો નથી એટલામાં ફરીથી પાછો અવાજ સંભળાયો. "નહિ રાજા ચંદ્રશેખર તારા જેવા કુટિલની સાથે કદાપિ નહિ આવે. રાજા ચંદ્રશેખર ! તું ખાસ કરીને યાદ રાખજે કે તું જો આ કરૂણાશંકરની સાથે જઇશ, તો જરૂર પસ્તાઇશ." પુનઃ પાછી શાન્તિ છવાઇ ગઇ. પહેરાવાળો બહાર દોડયો અને થોડા સમયમાં પાછો આવી કહેવા લાગ્યો–"રાજન ! બહાર કોઇ એક માણસ ઘણી ઝડપથી નાશી જતો મારી નજરે પડયો." તરત રાજા સરદારો સાથે ઉભો થયો ને સઘળાની સાથે બહાર આવી આસપાસ જોવા લાગ્યો પણ ગાઢઅંધકારમાં રાજાને કંઈ પણ જણાયું નહિ.

તંબુમાંથી સઘળા બહાર આવ્યા, પણ જોષી મહારાજ હજી તંબુમાંથી બહાર આવ્યા નથી. આથી રાજાએ પહેરાવાળાને તેમને બહાર બોલાવી લાવવાનું કહ્યું. પહેરાવાળો અંદર જઇ જુએ છે તો ત્યાં કરૂણાશંકર જણાયો નહિ. પહેરાવાળો આશ્ચર્ય પામી તંબુમાં ચારે તરફ જોવા લાગ્યો, તો તેની અત્યંત અજાયબીની અંદર માલુમ પડયું કે કરૂણાશંકર ભટાચાર્ય તંબુની પાછળનું કપડું ચીરી પસાર થઇ ગયો છે.

પહેરાવાળાએ તરત રાજાને સમાચાર જણાવ્યા. રાજાના વ્હેમમાં વૃદ્ધિ થઇ. જંગલમાં આસપાસ માણસો દોડાવ્યાં. પણ કરૂણાશંકરનો પતો લાગ્યો નાહ. બાદ રાજાએ તંબુમાં આવી સરદારો વગેરેને જવાની આજ્ઞા કરી, અને પોતે પણ થોડીવારમાં ઇષ્ટસ્મરણ કરતો નિદ્રાધિન થઇ ગયો.



# પ્રકરણ ૮ મું.

## " ઉન્માદિની કિસોરી. "

કાળી ભમ્મર જેવી જણાતી રાત્રિને આકાશમાં છવાયેલા વરસાદે વધારે ભયંકર બનાવી છે. પળે પળે વિજળીયોના ચમકારા ને કાટકા થઇ રહ્યા છે. આવા સમયે કૃષ્ણલાલનું મંડળ જે ખંડેરમાં નિવાસ કરે છે, તે ખંડેરના એક ગુપ્ત ભાગના ચોગાનમાં બે નાની કોટડીઓ એક બીજાથી સ્હેજ દુર આવેલી છે. કોટડીઓની આસપાસ ઘણાં ઝાડો ઉગેલાં છે. દુરથી જોનારને ફક્ત ત્યાં તો ઘનઘોર ઝાડીજ નજરે પડે. આ બે કોટડીઓમાંની એક કોટડીમાં સરોજને પૂરેલો છે. રાત્રિ ઘણી ગઇ છે છતાં સરોજને ઉંઘ આવતી નથી. તે તેની કોટડીમાં એક ફાટેલી ગોદડી પર આમ તેમ આળોટે છે ઘડીકમાં દુર પહેરો ભરતા પહેરગીરને રાત કેટલી ગઇ છે, એમ પૂછે છે. સરોજના હાથે પગે પાતળી લોઢાની સાંકળો બાંધેલી છે. તેથી તે બરાબર હરી ફરી શકતો નથી. પથારીમાં આળોટતો સરોજ ઉભો થયો ને ધીમે પગલે ચાલતો ઓરડીનાં કમાડ ઉગાડી એક વૃક્ષ નીચે પડેલા પત્થર પર બેઠો. પહેરેગીર સિપાઇ દુર ફરતો હતો. સરોજ જે સ્થળે બેઠો હતો ત્યાં એક મોટું ચોગાન આવેલું હતું

અને તે ચોગાનની આસપાસ મજબુત પત્થરનો ચારે તરફ ફરતો કોટ આવેલો હતો. ચારે તરફ આવેલા કોટને બારણાં હોય એમ જણાતું નહોતું. આ ખંડેરમાં આવેલા બારણા વિનાના કોટ વિષે લોકોમાં અનેક પ્રકારની દંતકથાઓ ચાલી હતી. ગમે તેમ હો, પણ આ ભેદી ખંડેરમાં કંઇક તો ચમત્કાર હોવો જોઇએ

ઝાડ નીચેના પત્થર પર સરોજકુમાર ગણી વાર સુધી બેસી રહયો. તે જો કે ઉપરથી શાન્ત જણાતો હતો, પણ અંદર તો તેના હૃદયમાં દુઃખથી તીવ્ર વેદના ઉત્પન્ન થતી હતી. તે વારંવાર ગાઢ નિઃશ્વાસ નાખતો હતો. કોટડીમાં પુરવાથી તેનું તેજસ્વી મુખ નિસ્તેજ જણાતું હતું. તે ઘણીવાર સુધી શાન્ત ચિતે બેસી રહી,, આખરે કપાળ પર હાથ પછાડી બોલ્યો: " હર, હર, આ કેવું ભયંકર સંકટ મેં દુષ્ટ કૃષ્ણલાલનું શું બગાડયું હશે ! મારી સરલાએ પણ તેનું શું બગાડયું હશે ? કે જેથી તે દુષ્ટ અમને આવી રીતે સતાવતો હશે સરલા ! હૃદયના જીવન રૂપ સરલા ! તું કયાં હોઇશ? ભયંકર ભુજંગ સમાન પાપી કૃષ્ણલાલના કાલાદાવાની ભોગ થઇ તું નિર્દોષ પંખીણી કયાં રિબાતી હોઇશ ? ઓ વિશ્વના વિશ્વંભરા ! અમારી ઉપર આટલી વયમા આવું અનહદ સંકટ નાખવાનું શું કારણ ? પ્રભો ! અમે હજી સંસારના વમળમાં સપડાયાં નથી દયાને દિલમાંથી ત્યાગી નથી —મજ અનીતિનો આશ્રય પણ લીધો વથી, છતાં આ શું ? "

" કર્મની કઠિનતા " કોઇક બોલી ઉઠયું.

" હેં ! આ કોણ બોલ્યું ? " કહી સરોજે ચારે તરફ જોયું પણ કોઇ જણાયું નહિ. મનની ભ્રમણા ધારી સરોજ શાન્ત થઇ

વિચારે ચઢયો. રાત્રિના અગીઆર વાગ્યાનો સમય થયો વરસાદ તુટી પડયો. પવન જોશથી ફુંકાવા લાગ્યો. શાન્ત. જંગલ વરસાદની ઉપરા-ઉપરી પડતી ઝડીઓથી ગાજી ઉઠયું: બાદ થોડીવાર ધીમે ધીમે વરસાદ વરસતો બંધ થયો. પવન પણ ધીમો પડયો. સરોજ આકાશ તરફ જોયું આકાશમાં છવાયેલું જળ નીચે પડવાથી પૃથ્વી જળમય થઇને આકાશ સ્વચ્છ થયું. જે આકાશ થોડા સમય પર મેઘના છવાવાથી કાળું ભાસતું હતું, તે નભ મંડળ તારાઓના ચળકાટથી ચળકવા લાગ્યું.. સરોજ મનમાં ઇશ્વરી લીલાને વંદન કર્યું અને તેની સાથેજ તેનું દુઃખી મન બોલી ઉઠયું કેઃ–" અરે શું આ જીંદગી મારે દુઃખમાંજ ગુજારવી પડશે ! આમ મનમા બોલી જાણે જવા-બની રાહ ન જોતો હોય એમ સરોજ દીન દયામગ્ને મુખે જોઇ રહ્યો પણ એટલામાં તેને જવાબ મળવાના બદલે સંગીત સંભળાયુ ગાના-રનો કંઠ ઘણો કોમળ અને મીઠો હોય એમ જણાવ્યા લાગ્યું ગાનારનુ ગાન કાળી રાત્રે પવનની સાથે મળી અપુર્વ આનંદ આપવા લાગ્યું સરોજ ચમક્યો ને ધ્યાનથી ગાન સાંભળવા લાગ્યો. ગાનાર તેના ગાનની કડીયોને ઉલટાવી ઉલટાવી ગાતું હતું, અને તે ગાન ગાનાર સરોજને જાણે પાસે ન આવતું હોય એમ ભાસવા લાગ્યું. તે ગાનાર જાણે સરોજને દુઃખમાં દિલાસો ન દેતું હોય એમ તેના ગાનના ભાવાર્થ ઉપરથી સમજાતું હતું.

"કોઇનું કર્યું કાંઇ થાય નહિ, છે કર્મ સહુ કરનાર,
કર્મ સહુ કરનાર ન કોઇથી, કર્મ કદી ફરનાર; કોઇનું.
કર્મ કાગળે પુર્વ જનમના, દીધા જમે થાનાર,

દીધા તેવા લેવા પાછા, એજ કર્મ વ્યવહાર કોઈનું
જમે કરાવ્યા હશે કાંકરા, મણી નથી મળનાર;
જમે મણી તો વિશ્વ ધણીથી ટાળ્યા નથી ટળનાર." કોઇનું

નવલકુસુમ

ગાનની છેલ્લી કડી પુરી થતાં સાંકળથી બંધાએલી એક સ્ત્રી સરોજની નજરે પડી. સરોજ આશ્ચર્ય પામ્યો અને તારાઓનાપ્રકાશમાં તે આવનાર અબળાનું મુખ જોવા લાગ્યો. સાકળથી બંધાએલી બાળા આશરે સોળેક વર્ષના વયની હતી. તેના માથાના વાળ છુટા હતા. તેના હાથ પગ સાંકળથી જકડાએલા હતા જો કે એ બાળા દુઃખી હોય એમ જણાતું હતું પણ તેના મુખ પર એક અપુર્વ પ્રકારનું તેજ ચળકતું હતું. ગાન પુરૂં કરી તે સરોજની પાસે આવી તેના સામે જોઇ હસવા લાગી. સરોજ તેના હાસ્યથી ક્ષણભર સ્તબ્ધ બન્યો અને મનમાં તેને ભુત અગર ડાકીની સમજવા લાગ્યો. જ્યારે ઘણી વાર થઇ છતાં તે બાળા કાંઇ પણ બોલી નહિ ત્યારે સરોજે પૂછ્યું !

"બાઇ ! મને લાગે છે કે તું કુન્જ વનમાં વાસ કરનારી દેવી અગર પિશાચિની હોવી જોઇએ ? પણ અહિં તારૂં કંઇ વળનાર નથી. તેમજ. દુઃખીને દુઃખ દેવાથી તારૂં કંઇ પણ શ્રેય થનાર નથી."

" ભાઇ ? હું કોઈ દેવી કે પિશાચિની નથી પણ તારા સમાનજ દુષ્ટનો ભોગ થયેલી વૈરની આગથી બળેલી એક દુઃખીકુમારિકા છું "

" શું તું પણ મારી પેઠે દુષ્ટ કૃષ્ણુલાલના દગાની ભોગ થયેલી છું ? "

"હા, હા, તેજ કૃષ્ણુલાલના જીવનની હું ભૂખી છું. સરોજ કુમાર ! શાન્ત થા મારાથી ડરીશ નહિ ત્હેં જે પિશાચનુ હમણાં નામ દીધું તેના નામથીજ હું ઉન્માદિની બની જાઉં છું. સરોજ ! આ હતભાગ્ય અબળા જો કે અત્યારે આ લોઢાની જંજીરથી જકડાયેલી છે, છતાં ક્રૂર કુટિલ કૃષ્ણુલાલથી લેશ માત્ર પણુ ડરતી નથી."

"બાઇ શાન્ત થાઓ. તમે જાણો છો કે હું આ શબ્દો ક્યાં બોલું છુ ?" સરોજે ભય પામી પૂછ્યું.

"હા, જાણું છું' હું અત્યારે પાપીના કારાગારમાં અરે નહિ પણુ નરકાગારમાં છું." તે બાળાએ ઉશ્કેરાઈ કહ્યું.

"બાઇ ! આવી રીતે બોલી તમે તમારા દુઃખમાં નાહકનો વધારો કરશો, માટે શાન્ત થાઓ."

"સરોજ ! વરની તૃપ્તિ કર્યા સિવાય મને શાન્તિ થનાર નથી. દુઃખના ડુંગરો તુટવામાં હવે કાંઇ પણુબાકી નથી.સરોજકુમાર ! જુઓ આ મારા હાથમાં કટાર છે. આજ કટારશી તે પાપાત્મા કૃષ્ણુલાલે એક નિર્દોષ વૃદ્ધ બ્રાહ્મણુનું ઘાતકી રીતે ખૂન કરી ભયંકરે પાપકર્મ કર્યું હતું. હા તે વખતનો રક્તનો પ્રવાહ યાદ આવતાં આ કોમળ હૃદય ફાટી જાય છે. તે વૃદ્ધનો મરણુ પ્રસંગ સ્મરણુ કરતાંજ પૃથ્વી અંધકારમય, ભાસે છે. બસ આજ કટાર મારો પૂરાવો છે. કહી અત્યંત આજ કલુષિત કટાર પાપી કૃષ્ણુલાલનો કાળ છે" કહી અત્યંત આવેશથી તે બાળા વધારે ઉન્માદિની સમાન દેખાવા લાગી. તેની આંખ્યો ચળકવા લાગી. તેનું આખું અંગ ધ્રુજવા લાગ્યું.

સરોજકુમારનું હૃદય પણુ કંપવા લાગ્યું, અને હમણાં કૃષ્ણુલાલ

આવશે તો શું થશે એમ તેના મનમા થવા લાગ્યું આખરે મનમાં હિમત રાખી સરોજકુમાર તે બાળાને કહેવા લાગ્યો બ્હેન ! તમે મને ઓળખતાં હો એમ જણાય છે. પણ મારી વિનંતિ છે કે તમે શાન્ત થાઓ. તમારે કરવાનું હાલ મનમાંજ રાખવાનું છે, પણ નકામા શબ્દોચ્ચારથી તો ફક્ત મરણનેજ મળવાનું છે. માટે શાન્ત થાઓ. અને આ સામેના પત્થર પર બેસી જણાવો કે તમારૂં નામ શું છે ?

"કુમાર ! મારૂં નામ કિશોરી છે" તેણે પત્થર પર બેસતાં કહ્યું

"તમારો પૂર્વ પરિચય જણાવશો ?"

"હા જણાવીશ. પણ પણ......આ...સામેથી કોઇ છૂપાતું આવે છે, સાવધ." કહેતાંજ તે બાળા ઉભી થઇ ગઈ સરોજપણ ભયભીત બની ઉભો થઇ ફાટી આંખે જોવા લાગ્યો.

વાંચકો ! કિશોરીનું બોલવું ખરૂં હતું. થોડી વારમાંજ એક શ્યામ આકૃતિ ત્યાં આવીને ઉભી રહી. સરોજ તેને ઓળખી ન શકયો, પણ કિશોરી તેની સામે જોતાંજ બોલી ઉઠી, "કોણ માનવના રૂપમાં આવેલા પિશાચ ?"

"અને તું કોણ કિશોરી !"

"હા, પાપાત્મા કૃષ્ણલાલના લોહીની તરશી આ કિશોરી." હવેજ સરોજને સમજાયું કે તે આવનાર કૃષ્ણલાલજ છે.

કિશોરીનો જવાબ સાંભળી કૃષ્ણલાલજ હસીને બોલ્યો "નાદાન છોકરી ! તારી ઉદ્ધતાઇથીજ તારી ઉપર ઘણું દુઃખ પડયું છે, છતાં તું મારૂં કહેવું માનતી નથી તેથી હું ઘણોજ આશ્ચર્ય પામું છું. કિશોરી ! શું તું કહેવું નહિ માને

" માનીશ, હું જરૂર તારૂં કહેવું માનીશ " પુનઃ કિશોરી બોલી ઉઠી,

" ક્યારે માનીશ ?" કૃષ્ણુલાલે પૂછ્યું.

"જ્યારે તારૂં શબ આ જમીન પર પડશે, અને તેમાંથી નીકળતી રક્તની ધારા આ આંખ્યો જોશે, ત્યારે આ કિશોરી તારૂં કહેવું માનશે." કિશોરીએ કહ્યું.

"હઠિલી છોકરી ! તારી સત્તા નથી કે તું મને મારી શકે. તું હાલ લોઢાની સાંકળથી બંધાયેલી છે તેનો વિચાર કર."

" હાથ પગમાં સાંકળ પડી છે, શિર પર દાવાનળ સળગે છે અને શરીરમાં વૈરની આગ ભડકે બળે છે. કૃષ્ણુલાલ ! ઝેરીસાંપ ! નિર્દોષના પ્રાણુ હરનાર પિશાચ ! જા, જા, આહથી દૂર થા કે મરીને યમ સદનમાં ચાલ્યો જા "

" ચૂપ કર નાદાન ! હું નથી બોલતો તેમ તું વધારે બોલતી જાય છે ? જોજે કે હવે તારા શું હાલ થાય છે ? "

" ઘોર પાપી ! મારા હાલ હવાલ થવામાં હવે શું બાકી છે ! ચાહે તો આં શરીરની ચામડી ચીરી નાખ, ચાહે તો આ હાથ પગને કાપી નાખ, પણુ યાદ રાખજે કે મારા ઉકળતાં લોહીનો એક છાંટો પણુ તને સંહારવા અને પિતૃ વૈરની પુર્ણાહુતી કરવાને સબળ થશે "

" એમ ! જોઉં છું કે તારૂં કહેવું સત્ય થાય છે કે નહિ " કહી કૃષ્ણુલાલે મ્યાનથી તલવાર ખેંચી કે તરત સરોજ ગર્જી ઉઠયો:—
" કુટિલ ! અબળાની પર તલવારનો ઘા કરી તારી તલવારને અપવિત્ર કરતો નહી. " કહી સરોજ બાળાત્કારે બન્નેની વચમાં આવી

ઉભો રહ્યો. સરોજને જોતાં કૃષ્ણુલાલને વિશેષ ક્રોધ ચઢયો; ને બોલી ઉઠયો " છોકરા ! દુર જા, હું સમજી ગયો છું કે તું પણ એ કિશોરીનાં કાવાદાવામાં સપડાયો છે. ચાલ, આઘો ખસી જા નહિ તો તારે પણ અત્યારેજ સ્વર્ગની સુસાફરી શરૂ કરવી પડશે. "

" કૃષ્ણુલાલ ! હું મારા દેખતાં તને કદાપિ પણ આવું ઘોર ઘાતકી કામ નહિ કરવા દઉં ક્ષત્રિયોનો ધર્મ છે કે અબળાનું રક્ષણ કરવું તે ધર્મનું સિદ્ધાંત હું સારી પેઠે સમજું છું અને તેથીજ તને એક ભયંકર પાપ કર્મ કરવામાં વિઘ્ન કર્તા થઇ પડું છુ. "

" અરે ધર્મની પુંછડી ! આઘો ખસે છે કે નહિ ! " કહી કૃષ્ણુલાલે સરોજને જોરથી ધક્કો માર્યો લોહ બંધનમાં બંધાએલો સરોજ પાપીના ધક્કાથી જમીન પર પડયો નીચે પડેલા પત્થર પર માથું અથડાવાથી તેના માથામાંથી લોહી નીકળવા લાગ્યું. થોડીવારે સરોજ બેશુદ્ધ બની ગયો કૃષ્ણુલાલે તેની દરકાર નહી કરતા કિશોરીને કહ્યું " હવે તારા આયુષ્યની પૂર્ણાહુતી થાય છે."

" નહી હજી વાર છે. તારા મરણ પછીજ મારા મરણનું નિર્માણ થયેલું છે. કિશોરીએ અટ્ટહાસ્ય કરી કહ્યું."

"એમ તો લે." કહી કૃષ્ણુલાલ કિશોરીની પર ધસ્યો ને જેવો તેને ઘા કરવા જાય છે કે તરત પાછળથી તેનો હાથ કોઇએ પકડી લીધો કૃષ્ણુલાલે પાછળ જોયું તો તેનો સરદાર જ્ઞાનચંદ્ર જણાયો. તરત જ્ઞાનચંદ્ર તેનો હાથ મૂકી સામે આવી કહેવા લાગ્યો "મારા બહાદુર સરદાર ! તમારે આવી રીતે એક સ્ત્રીને મારી નાખવામાં શ્રમ ઉઠાવવાની જરૂર નથી તમારૂં કાર્ય પૂરૂં કરવાને આ સેવક

તૈયાર છે. '

" જ્ઞાનચંદ્ર આ ! આ હઠિલી છોકરીએ આજે મારૂં ઘણુંજ અપ માન કર્યું છે '

" તો તેનું ફળ તેને આપવાને આ સેવક તૈયાર છે બોલો શું આજ્ઞા છે ? '

" આજ્ઞામાં પ્રથમ જણાવો કે સરલાને કેમ છે ?'

" સરલાની તાબયત આજે ઠીક છે. હાલમાં તેને કાંઇ પણ નહિ કહેતાં શાન્તી રહેવા દયો. આખરે તે બાળા માનશે ને તમને આંનદ ઉપજાવશે, '

" ઠીક છે હું તમારા કહેવા પ્રમાણેજ વર્તીશ પણ આ કિશોરીને તો તેના પાપનાં ફળ ઘણાં સારાં ચખાડીશ."

" તે પહેલાં આ કટારથી તારી છાતી ચીરી નાખીશ." કિશોરી ગર્જી ઉઠી.

" ચૂપ થા. " જ્ઞાનચંદ્રે તેને બોલતી અટકાવી કહ્યુ.

" બસ જ્ઞાનચંદ્ર ! હવે આ હઠીલીને લઇ જાઓ અને ગુપ્ત દ્વારની બહાર નીકળી તેનાં દરેક અંગને છુટાં પાડી જંગલમા ફેંકી દયો " કૃષ્ણલાલે આજ્ઞા આપી.

" આપની આજ્ઞા મુજબ આ સેવક વર્તશે આજે તો હું આને કોટડીમાં પૂરૂં છું અને તેને ત્રણ દિવસ સુધી ભૂખ તરસથી રીબાવીશ ત્યાર બાદ ચોથે દિવસે તેને વધ જધશ ને તેના જીવનનો અંત્ત આણીશ. જ્ઞાનચંદ્રે કહ્યું.

બાદ બન્ને જણાએ થોડવાર સુધી કંઇક ધીમેથી વાતચીત કરી પછી જ્ઞાનચંદ્ર કિશોરીને ત્યાંથી લઇ જઇ તેની કોટડીમાં પુરી દીધી બેશુદ્ધ સરોજને પણ કૃષ્ણુલાલે ઉપાડી તેની કોટડીમાં પૂરી દીધો તે પછી ઘણારે વાર ત્યાં નહિ રોકાતાં કૃષ્ણુલાલ જ્ઞાનચંદ્રને લઇ પહેરેગીરને બંદોબસ્ત રાખવાની સૂચના આપી ત્યાંથી ચાલતો થયો

---

## પ્રકરણ ૯ મું

---

### "શિવ મહોત્સવ."

---

આજે ચતુર્દશીની રાત્રિ છે, આકાશ સ્વચ્છ છે. કૃષ્ણુલાલના ખંડેરથી દક્ષિણ દિશામાં ચાર પાંચ ગાઉના અંતર ઉપર એક વિકટ જંગલ આવેલું છે તે નંદનવનના નામથી ઓળખાય છે ત્યાં એક શિવાલય આવેલું છે. શિવાલય જીર્ણ છે, અત્યારે તેમાં એક દીપક મંદમંદ બળ્યા કરે છે. શિવની સામે આ સમયે એક સુસ્વરૂપા સુંદરી મહામાયા સમાન શોભતી ધ્યાનસ્થ અવસ્થામાં બેઠેલી છે તેનાથી સ્હેજ દૂર માતાજી પાર્વતીની પાસે એક નવલ બાળા ઘીથી પૂરેલાં કોડીયાંમાં દીવાઓ પ્રકટે છે. શિવાલયની બ્હાર અસંખ્ય ભીલ લોકો ઉભા છે અને તેમના મુખમાથી નીકળતા હરહરના ધ્વનીથી જંગલ ગાજી રહ્યું છે.

વાંચકો આ બે રમણીઓ બીજી કોઇ નહિ પણ એક તો આપણી પરીચીત ભીલદેવી છે અને બીજી કૌમુદિની છે ભીલદેવીએ ભીલ લોકોને સુધાર્યાં છે તેઓની પાસે માંસ મદિરાની સખ્ત પ્રતીજ્ઞાઓ કરાવી છે ભીલદેવીના રહેવાથી ભીલ લોકો સુખી થયા છે તેઓ દેવીની આજ્ઞાનુસાર નિર્દોષોનું હમેશાં રક્ષણ કરે છે અને બ્હારવટીયા કૃષ્ણલાલના નાશને માટે તેની આજ્ઞા મુજબ પ્રયાસો કરે છે કૌમુદીની ભીલબાળાઓને ઉપદેશ આપી તેમને નીતીવાન બનાવે છે થોડા દિવસના સહવાસથી અજ્ઞાન ભીલ મંડળ જ્ઞાનવાન બની ગયું છે તેઓ સઘળા આજે આ નંદનવનમાં શિવ મહોત્સવ ઉજવવવાને એકઠા થયા છે. ભીલદેવી પ્રભુનું પૂજન કરી ધ્યાનમાં ધ્યાનસ્થ થયાં છે કૌમુદીની આરતીનો સમય થવાથી અન્ય દીપકો સળગાવી રહી છે. થોડીવારમાં ભીલદેવીએ નેત્રો ઉઘાડયાં ને આરતીને માટે કૌમુદીની સામે જોયું. કૌમુદીએ આરતી પ્રકટાવી આપી બ્હાર ભીલ લોકોએ નગારાનો નાદ કરવા માંડયો. કૌમુદીની અને અન્ય ભીલ બાળાઓ ઘંટાના નાદ કરતી ભીલદેવીની આરતી શ્રવણ કરવા લાગી.

શંકરના ધ્યાનમાં તન્મય થયેલી ભીલદેવી આરતી સાથે પ્રભુની સ્તુતિ ગાવા લાગી.

જય ગંગાધર, હર, જય ગિરીજાધીશ, શિવ જય ગૌરી નાથ
ત્વંમાં પાલય નિત્યં, ત્વંમાં પાલય શંભો, કૃપયા જગદીશ.
ઓમ હર હર હર મહાદેવ.
કૈલાસે ગિર શિખરે કલ્પદ્રુમ, વિપિને શિવ કલ્પદ્રુમ...(૨)
ગુંજતી મધુકર પુંજે. (૨) કુંજ વને ગહને.
ઓમ હર હર હર મહાદેવ.

કોકીલ કુંજતિ ખેલતી, હંસાવલી લલિતા શિવ હંસાવલી... ( ૨ )
રચયતી કલા કાલાપં ( ૨ ) નત્યતી મુદ સહીતા.
ઓમ હર હર હર મહાદેવ.
તસ્મીન્ લલિત સુદેશે સાલા, મણિ રચિતા, શિવ શાલામણી ...( ૨ )
તનમ્યેમધ્યે હર નિકટે ( ૨ ) ગારીમુદ સહિતા.
ઓમ હર હર હર મહાદેવ.
વિસેધ વધુર્બહુ નત્યતી, હૃદયે મુદ સહિતા, શિવ હૃદયે... ( ૨ )
કિન્નર ગાનં કુરૂતે ( ૨ ) સપ્ત સ્વર સુહીતા.
ઓમ હર હર હર મહાદેવ.
ધિનકત થેઇ થેઇ ધિનકત, મૃદંગ વાદયતે શિવ મૃદંગ... ( ૨ )
કુણુ કુલ લલિતા વેણું ( ૨ ) મધુરં નાદયતે.
ઓમ હર હર હર મહાદેવ.
રૂંડે રચયતી માલં પન્નગમુપવિતં, શિવ પન્નગ... ( ૨ )
વામ વિભાગે ગિરિજા, વામ વિભાગે ગૌરી, રૂપમભિ લલિતં.
ઓમ હર હર હર મહાદેવ-
સકળ શરીર મનશીલ કૃત ભરમા ભરણું, શિવ કૃત... ( ૨ )
ડમરૂ ત્રિશુલ પિનાકં ( ૨ ) કર ધૃત નૃ કપાલમ્.
ઓમ હર હર હર મહાદેવ.

આરતી પૂર્ણ થઇ હર હર હર મહાદેવનો આભને ફાડી નાખે એવો જયઘોષ થયો સર્વેએ આરતીનું અભિનંદન લીધું ભીલદેવી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં ભીલમંડળ હાથ જોડી પ્રભુની પ્રાર્થના સાથે શુદ્ધ હૃદયથી પ્રભુને પ્રણામ કરવા લાગ્યું.

વંદે દેવ ઉમાપતી સૂર ગુરૂં, વંદે જગત્કારણમ,
વંદે પન્નગ ભૂષણં મૃગધરં વંદે પશુનામ પતિમ્;
વંદે સૂર્ય શશાંક વન્હિ નયનં, વંદે મુકુંદ પ્રિયમ્
વંદે ભક્તજન શ્રિયંચ વરદં, વંદે શિવં શંકરમ્.

પુનઃ હર હર મહાદેવનો જય ધ્વની થયો. પુજાની સમાપ્તિ થઇ શિવાલયમાંથી બહાર નીકળતાંજ ભીલલોકોએ માતાજીની જય ગર્જનાથી ભીલદેવીને વધાવી લીધાં.

સઘળે શાન્તી પથરાઇ ગઇ ભીલદેવી હજી તો કાંઇક કહેવાને મુખ ઉંચુ કરે છે એટલામાં તેમને કોઇના આવવાનો ભાસ થયો ભીલદેવીએ આવનાર તરફ દૃષ્ટિ કરી તો એક ભીલને તેમણે દોડી આવતો જોયો. દોડી આવતો ભીલ નજીક આવી પહોંચ્યો અને દેવીના ચરણમાં માથું મૂકી નીચે પડયો તેના માથે હાથ મુકી ભીલદેવીએ પૂછયું ક્ષેત્રપાળ ? શું સમાચાર છે ? "

" માતાજી ? આજે હું બરાબર તપાસ કરીને આવ્યો છું અને હરામખોરોની જગ્યા પણ જોઇ આવ્યો છું."

" એમ ત્યારે તો તું ઘણોજ હોંશીયાર. દેવીએ તેને ઉભો કરતાં કહ્યું.

" મા આજે મધ્યરાત્રે ત્યાં દેવીની મોટી પુજા થનાર છે, અને તેથી સઘળુ મંડળ ભેગું મળનાર છે મા આપણે ત્યાં જઇશું ? "

" આપણે ત્યાં જઇશુ, અને કદાચ જો કોઈ નિર્દોષનું અનિષ્ટ થતું હશે તો બચાવીશું." આમ કહી ભીલદેવીએ સઘળા ભીલને આર્શીવાદ દઈ જવાની આજ્ઞા આપી અને પોતે કૌમુદીની

તથા બીજા દશેક ભીલ લોકોને સાથે રાખી પેલા ભીલે કહેલા સ્થળ તરફ પ્રયાણ કર્યું મધ્યરાત્રિ થતા ભીલદેવીએ તેના મંડળ સાથે પેલા ભીલે બતાવેલા સ્થાન સમિપ આવી પહોંચી અને હવે શું થાય છે એ ધ્યાન પુર્વક જોવા લાગી.

મધ્યનીશા ઝગઝગી રહી હતી કૃષ્ણુલાલના ખંડેરથી થોડેક દુર એક બીજું ખંડેર આવેલું હતુ અને ત્યાં આગળ ભાંગી તુટી હાલતની એક ભવાની દેવીની મૂર્તી આવેલી હતી ત્યાં દેવીના ચોગાનમાં આ વખતે પચાસ માણુસો બેઠેલા હતા સઘળા ગોળ કુંડાળું વળીને શાન્તતાથી કોઇકના આવવાની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા દેવીના કુંડમાંથી અગ્નિ ભયંકર જવાળાઓ નીકળતી હતી એવામાં કોઇક માણુસ આવતો જણાયો તેને ત્યાં આવેલો જોઈ એક જણે પૂછ્યું ", જ્ઞાનચંદજી ? કૃષ્ણુલાલ કયારે આવશે જ્ઞાનચંદ્ર જવાબ આપે તે પહેલાતો પ્રચંડ કૃષ્ણુલાલ ત્યા આવીને ઉભો રહ્યો કૃષ્ણુલાલ આ સમયે ઉગ્ર કોપમાં હોય એમ જણાતું હતું તેની આંખ્યો લાલચોળ થઇ હતી પગ, જતા હતા. તેની આવી ભયંકર મુખમુદ્રા નિહાળી ત્યાં બેઠેલું મંડળ કંપવા લાગ્યું. કોઇ તેને એક પણુ શબ્દ પુછવાની હિંમત કરી શકયા નહિ. આખરે કરૂણાશંકરે ઉભા થઇ ધ્રુજતાં પૂછ્યુ કૃષ્ણુલાલ ક્રોધને સમાવો અને આ ગાદી ઉપર વિરાજો.

કૃષ્ણુલાલ તેને માટે પાથરેલી ગાદી ઉપર બેઠો. બાદ કરૂણાશંકરના સામે જોઇ બોલ્યો:– " ભટ્ટાચાર્યજી ! આજે મારી સ્થિતિનું વર્ણુન કરવું અશકય છે. આજ સુધી હું નહોતો જાણુતો કે મારે

માથે આવું ભયંકર સંકટ આવી પડશે. આપણામાં કોઇ ફુટેલું હોય એમ જણાય છે. આજે હું સઘળી બાબતોનો ફેંસલો કરવા માગું છું."

કૃષ્ણલાલનું કહેવું ધ્યાનપૂર્વક શ્રવણ કરી જ્ઞાનચંદ્ર સ્હેજ ક્રોધથી બોલ્યો–સરદાર સાહેબ! હું પણ આપને ટેકો આપું છું, અને તે વિશ્વાસઘાતીને ખોળી કાઢી આ ભભડડાટ સળગતા અગ્નિ કુંડમાં હોમવા ઇચ્છું છું. સરદાર! બોલો આપને એવા વિશ્વાસઘાતીની સ્હેજ પણ ખબર મળી છે કે નહિ?

કૃષ્ણલાલ–વ્હાલા સરદાર! જે સમયે આપણા કરૂણાશંકર મહારાજ રાજા ચંદ્રશેખરને સપડાવી લાવવા ગયા હતા. તે સમયે કોઇક દુષ્ટે આવી બ્હારથી અવાજ કરી રાજાને સાવધ કરી દીધો. કરૂણાશંકર જીવ બચાવી નાશી આવ્યા. બીજું હું કાલે આપણા ખંડેરની બહાર ફરતો હતો એવામાં કોઇક છૂપાઇને જાણે મારી તરફ ન જોતો હોય એમ મને જણાયું હું તેને પકડવા દોડયો પણ તે કયાં જતો રહયો તે હું જાણી શકયો નહિ. બોલો મારા સરદારો! આવું કરનાર આપણા મંડળ સિવાયનો કોઇ બીજો હોઇ શકે કે?

કરૂણાશંકર–નહિ રે, એ તો આપણા મંડળનોજ કોઇક કર્મચંડાળ હોવો જોઇએ. પણ અત્યારે હું આ બેઠેલા સઘળા મુખનું અવલોકન કરૂં છું પણ મને તો દુષ્ટ થયો હોય એવો કોઇએ જણાતો નથી.

કૃષ્ણલાલ–ભટ્ટાચાર્યજી! હમણાં જ જે હશે તે આપોઆપ જણાઇ આવશે, હવે આપણે બળિદાનની તૈયારી કરી કાલે કરવા ધારેલા

કામનો નિર્ણય કરીએ, અને...હજી કૃષ્ણલાલ આગળ બોલે છે, એટલામાં તો ત્યાં કોઈક આવતું નજરે છેડયું. સઘળા ચમકીને આવનારને જોવા લાગ્યા. તો તેમની નજરે એક સ્વરૂપા સુંદરી પડી. તે અન્ય કોઈ નહિ પણ બીલદેવી હતી.

તેણે સફેત પોષાક પહેરેલો હતો. માથાના વાળ છુટા હતા. કપાળમાં કંકુની પીયળ કરેલી હતી. ગળામાં કરેણના લાલ પુષ્પોની માળા ધારણ કરેલી હતી. તેણે જમણા હાથમાં લાંબુ અને ચળકતું ત્રીશુળ પકડેલું હતું. આવી ભવાની સમાન દેખાતી બીલદેવી બેઠેલા મંડળની વચ્ચોવચ્ચ આવી નિર્ભયતાથી ઉભી રહી અને થોડીવાર સુધી દરેકના ચ્હેરા સામે જોઇ નિહાળી તેણે બોલવું શરૂ કર્યું:—અરે ! તમે લોકો કોણ છો ? અને આવી રીતે આ મધ્યરાત્રે ભેગા મળવાનું શું કારણ છે ? મને લાગે છે કે તમે કોઇક ભયંકર માણસો છો. બોલો જવાબ દ્યો કે આજે કયા નિરપરાધીનું લોહી વહેરાવવા ઇચ્છો નો ? આજે આ કુંડમાં ભયાનક અગ્નિ શા માટે સળગાવવામાં આવ્યો છે ?

બીલદેવી આટલું બોલી શાન્ત રહી. તેના એકાએક આગમનથી તેમજ તેની બોલવાની રીતથી સઘળા દબાઇ ગયા. કૃષ્ણલાલ તો તેને જોતાંજ અવાચક જેવો બની ગયો. બીલદેવીને જવાબ દેવાની સઘળા. ઓની હિંમત હરાઇ ગઇ.

કોઇ પણ એક શબ્દનો ઉચ્ચાર કરી શકયા નહિ. કોઇ બોલતું નથી ધારી પુનઃ બીલદેવીએ કહ્યું:— " અધમ મનુષ્યો ! કેમ કાંઇ જવાબ આપતા નથી ? મને લાગે છે કે તમે ઘણાજ દુષ્ટ છો અને તેથીજ

તમારાં પાપ પ્રકટ કરતા બીહો છો. એ નરાધમો—આવો સુંદર મનુષ્યાવતાર ધારણ કરી પરમાર્થ કરવાને બદલે શા માટે નિરપરાધી યોને સંકટમાં સપડાવી તમારા મનુષ્યપણાને કાળું કલંક લગાડો છો? હજુ સમજો, સમય છે, પાછળથી યમરાજની ભયંકર શિક્ષાઓ સહન કરતાં રૂદન કરવું પડશે, કુર ખુનીયો ! આજે હું તમને બરાબર ઓળખી ગઇ છું. તમારાથી હવે એક પણ પાપકર્મ કરી શકાશે નહિ. કૃષ્ણલાલ અને સઘળા સરદારો! મારો આ અમુલ્ય ઉપદેશ સાભળો, અને તે પ્રમાણે વર્તો. તમે દુષ્ટતાનો ત્યાગ કરી નીતિમય જીવન ગુજારો કે જેથી આખરે સુખી થશો. નહિ તો સમજજો કે હવે તમારા દિવસો ભરાઇ ચુકયા છે." આટલુ કહી ભીલદેવી સઘળા શું ઉત્તર આપે છે તે જોવાને શાન્તીથી ઉભી રહી. ભીલદેવી ઘણાવાર સૂધી શાન્તતાંથી ઉભી રહી છતાં કોઇ જવાબ આપવાની હિંમત કરી શકયા નહિ. આથી કંટાળી ભીલદેવી બોલી:—કૃષ્ણલાલ અને સરદારો! હવે હું જાઉં છું. હું તમારા જવાબની ઇચ્છા રાખતી નથી. પણ જતાં જતાં ચેતાવતી જાઉં છું કે:—હજી પણ ચેતીને દુષ્ટતાને ત્યાગજો; નહિ તો યમપાસમાં સપડાવા તૈયાર થજો. કહી તે ત્વરીત્ ગતીએ ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ. સઘળા એકજ દૃષ્ટિથે તેની પાછળ જોઇ રહ્યા. તેના ગયા પછી કલાકેક સુધી તો કોઇ બોલ્યું નહિ. આખરે કૃષ્ણલાલ એક લાંબો નિશ્વાસ નાખી બોલ્યો:—હા, સરદારો ! આપણા હવે દિવસો ભરાઇ ચૂકયા છે અને તેથીજ દેવી આપણી ઉપર કોપ્યાં છે

" શું એ આવનાર દેવી પોતેજ હશે. જ્ઞાનચંદ્ર પૃછયું.

" હા સાક્ષાત કાળદેવાએજ દર્શન દીધું નહિ તો આવી

ભયંકર રાત્રે અહિં આવવાની કોણ હિમ્મત કરી શકે ?" કૃષ્ણલાલે કપાળે હાથ દઇ જણાવ્યું.

"મને તો લાગે છે કે એ દેવી ન હોય પણ અહિં રહેતી કોઇક વંતરી હશે" ખોડુભાએ જણાવ્યું,

"શી ખબર પડે ? વારૂ ભટ્ટાચાર્યજી ! તમે શું ધારો છો ? જ્ઞાનચંદ્રે પૂછ્યું.

"મારા ગણીત શાસ્ત્ર પ્રમાણે જોતા તો એ દેવી નજ હોવી જોઇયે, પણ કોઇક જોગણી તો અવશ્ય હોયજ." કરૂણાશંકરે કહ્યું.

"ત્યારે હવે તેનો કાંઇ ઉપાય ?" કૃષ્ણલાલે પૂછ્યું.

"અરે ! તમે આટલા બધા શાને ગભરાવ છો ? કદાપિ દેવી જાતે હોય તોપણ આ કરૂણાશંકર તેને વશ કરવાને સમર્થ છે." કરૂણાશંકરે કહ્યું.

"અને તેથીજ તમે તે જોગમાયાની મૂર્તિને જોઇ ઠંડાગાર થઇ ગયા હતા નહિ વારૂ ? જ્ઞાનચંદ્રે પૂછ્યું.

"નહિ રે જી ! હું તો ફક્ત તમારી પરિક્ષાજ જોતો હતો. જુવોને મારા મંત્રના પ્રતાપેજ તે વધારે વાર નહિ રોકાતાં જલ્દીથી ચાલી ગઇ." કરુણાશંકરે ગપ ઠોકી.

"અને કદાચિત્ વધારે વાર રહી હોત તો હું જાણું છું કેતમારી જીભજ નીકળી પડત." જ્ઞાનચંદ્રે કહ્યું.

"નહિ રે જી ! જો એવો સમય આવત્ત તો આ કરૂણાશંકર તેને એક પળવારમાંજ મંત્રના પ્રતાપથી ચકલી બનાવી તેની ડોક મરડી નાખત. જ્ઞાનચંદ્ર ! આ જ્યોતિષપાધ્યાય કરૂણાશંકર ભટ્ટાચા-

ર્ભજીને તમે જેવા તેવા જાણુશો નહિ હાં કે!" કરૂણાશંકર વિશેષ ગર્જી ઉઠયો.

"કરૂણાશંકર! હવે શું કરવું?" કૃષ્ણલાલે પૂછ્યું.

"કરવાનું એજ કે હવે દેવીની પૂજાનો પાર લાવો અને કાલે રાત્રે રત્નનગર જઇ રાયમલને સપડાવી લાવો. રાયમલ આપણા સપાટામાં સપડાશે તો તરત તે તેની સરલાને તમારી સાથે પરણાવશે. સરલા પણ તેના પિતાની આજ્ઞા પાળશે. તે તમને પ્રેમથી ચ્હાશે," કરૂણાશંકરે જવાબ આપ્યો.

ત્યારબાદ તરત દેવીની પૂજા કરી સઘળા પગે લાગ્યા અને એક પછી એક સઘળા ત્યાંથી નીકળી પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

આ વારતાનો અધુરો ભાગ જંગલમાં મંગળ માં વાંચી લેવા કૃપા કરવી.

સમાપ્ત.

ઘેર બેઠાં વગર માસ્તરે અને થોડી મહેનતે
ઇંગ્રેજી શીખવું હોય તો

# એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટીચર

## ભાગ ૧-૨ જરૂર ખરીદો

હાલમાં વધતી જતી મોંઘવારીને લીધે ઘણા માણસોને ઇંગ્રેજી ભણવાની મરજી હોય છે, છતાં ભણી શકતા નથી, તેના મધ્યમ સ્થિતીના માણસો સારૂ ઘણી મહેનતે એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટીચર તૈયાર કરાવેલ છે. આ ચોપડીની મદદથી ઘણા લોકો પોતાની નવરાશના વખતે ઘર આગળ પોતાની મેળે ઇંગ્રેજી શિખી શકે છે. આ ચોપડીથી મદદથી તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં વાંચતાં ઘણી સહેલાઇથી આવડી શકે છે. બીજાઓની માફક જુદા જુદા ભાગો ન કરતાં એકજ પુસ્તકમાં બે ભાગો ભેગા સમાવેલા છે. છતાં કીં. રૂ. ૧ાા પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું—

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ**

ઠે. રીચીરોડ—અમદાવાદ.

તમારાં વહાલાં બચ્ચાંઓ માટે નિરાશ ન થાઓ.

- વૈદ, ડાકટરો તેમજ હકીમોના ગરજ સારનાર -

# વરાધની ડબી રૂ. ૧.

# CAPILLARY BRONCHITES

## ગૃહસ્થ તથા ગરીબોને અલભ્ય લાભ આપનાર

અનુભવસિદ્ધ આ વરાધની ડબીમાંથી બાળકોને દર ચાર છ દિવસે મગના દાણા જેટલી દવા ચમચી ધાવણ કે ચમચી પાણી સાથે આગાળી પાવાથી બાળકને કોઇ પણ પ્રકારનું દરદ થવા દેતી નથી. તેમજ કોઇ જાતનો વ્યાધિ રતવા, તાવ, ઉધરસ ઝાડો, મરડો. પેટનું ચડવું, ઉટાંટીયું. સસણી. વરાધ, આંચકી [તાણ] વગેરે કોઇપણ જાતનું દરદ થયું હોય તો દિવસમાં એક વખત મગના દાણા જેટલી દવા બે-ત્રણ દિવસ પાવાથી બાળકનું દરદ એકદમ નાબુદ કરે છે. એક ડબી એક બાળકને લગભગ એક વરસ સુધી ચાલે છે. વળી સદરહુ દવાના સેવનથી તેની માતાએ ખાધેલો ખોરાક તે બાળકને નડતો નથી. તેમ બાળકને નિરોગી ને તંદુરસ્તી બક્ષે છે. દરેક ગૃહસ્થકુટુંબમાં રાખવા લાયક આ ડબી વૈદ તેમજ ડાકટરની ગરજ સારે છે. જરૂરથી એકજ વખત આ ડબીની દવા બાળકને પાઓ અને સુખી થાઓ. ડઝનના રૂ. ૧૦).

તા. ક.—આ દવા છેલ્લાં ૨૦ વરસથી વપરાશમાં હોવા છતાં એક પણ બાળકને આરામ નથી થયો એવી ફરીયાદ આવી નથી. તમે પણ ખાત્રી કરો.

**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી, નડિઆદ.**

# જ્વરવિનાશક ટીકડી

**ફક્ત ૭ ટીકડીથી આરામ. FEVER TABLATS.**

આ ટીકડી શરદીના, આંતરીઆ, મેલેરીઆ, જીર્ણજ્વર, વિષમ જ્વર, સન્નિપાતજ્વર, ત્રીદોષજ્વર તથા પ્લેગ અને ઇન્ફલ્યુએન્ઝા જેવા મહાન જીવલેણ તાવને માત્ર છ ટીકડીથીજ હડાવે છે તેમજ અશક્તિ મટાડી જઠરાગ્નિ પ્રદીપ્ત કરી દસ્ત સાફ લાવી શરીરને તંદુરસ્તી બક્ષે છે.

તેમજ મેલેરીઆની સીઝનમાં વર્ષા તથા શરદ ઋતુમાં એકાન્તરે એક એક ટીકડી સવારમાં ચા અગર પાણી સાથે લેનારને મેલેરીઆદિ તાવની દહેશત રહેતી નથી. તથા કોઇ પણ ઋતુના તાવને માટે અકસીર છે.

આ ટીકડી તાવ હોય અગર ના હોય તો પણ ગમે તે સમયમાં લઇ શકાય છે કીં. ટીકડીઓ ૧૦૦ ની શીશીનો રૂપીઓ ૧ાા

વાપરવાની રીત—મોટા માણસે દિવસમાં ત્રણ વખત સવાર, બપોર અને સાંઝ એકએક ટીકડી પાણી અગર દુધ સાથે લેવી. માસ ૬ થી એક વરસ સુધીના બાળકને ત્રણ વખત થઇ એક ટીકડી આપવી. એક વરસથી પાંચ વરસ સુધીનાને ત્રણ વખત થઇ બે ટીકડી આપવી.

ઇન્ફલ્યુએન્ઝા, પ્લેગ અને ટુંટીયાના તાવમાં આખી પ્રેસીડન્સીનાં ઘણાં ડી. લો. બોર્ડો તથા તાલુકા લોકલબોર્ડો તથા મ્યુનીસીપાલીટીઓ તરફથી આ ટીકડી હજારો ગરીબોને વ્હેંચવા માટે ખરીદાય છે અને તેની અસરનાં સરટીફીકેટ અમને મળતાં જાય છે.

વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ

# ડાએરીઆ પીલ્સ Diarrhoea Pills

(ઝાડા મરડાની ગોળી)

**સંગ્રહણી (ગળતી) માટે અકસીર દવા.**

ઓચ્મે પાણી વિકારથી લાગુ પડેલાં દરદ, ઝાડા, આતસાર, **સંગ્રહણી** ( ગળતી ), જુનો મરડો, લોહીના ઝાડા, આમ, આંતરડાનાં તથા હોજરીનાં દરદોથી રીબાતાં દરદીઓને યકૃત (લીવર) નળબંધવાયુ, ચુંક, આફરો, શ્વાસનું ચઢવું, અશક્તી મટાડી પાચન ક્રિયા વધારી શરીરમાં તાકાત લાવે છે. વાપરી ખાત્રી કરો.

કીંમત શીશી એકનો રૂ. ૧ા) પો. જુદુ.

વાપરવાની રીત—સવાર બપોર સાંઝ એકએક ગોળી લેવી. છોકરાને અડધી અડધી ગોળી પાણી દૂધ અગર છાશ સાથે.

ના. ક. આ દરદીએ હલકો ખોરાક છાશ અગર દૂધ સાથે લેવાથી ગમે તેવો સંગ્રહણી અસાધ્ય હોય તો પણ મટાડી દે છે. તે ઝાડા તથા મરડા જેવાને માત્ર એકજ દિવસમાં નાબુદ કરે છે.

## એસેન્ઝોલ.

ઘણા મોટા મોટા ડાકટરો, વૈદ્યો અને હકીમોની દવા કરવા છતાં નહી મટેલા ગમે તેવા જુના ખરજવાને અમારૂં એસેન્ઝોલ એકજ અઠવાડીઆમાં જડમૂળથી નાબુદ કરે છે. ખરજવા માટે એસેન્ઝોલ એ એકજ ઉપાય છે. વાપરવાથી ખાત્રી થશે. સવાર સાંજ બે વખત આંગળી ઉપર લેઇ ચોપડવું, જરા ઘસવું ને બીજે દિવસે સવારમાં ધોઇ સાફ કરી ચોપડવું. ચોપડયા પછી આંગળી ધોઇ સાફ કરવી. કીંમત શીશી ૧નો કીં ૧-૮-૦ પોસ્ટેજ જુદુ.

ના. ક. કોવારો તથા ખસ, દાદરને તો માત્ર જલદી નાબુદ કરે છે

## ચ્યવન પ્રાશ અવલેહ [જીવન]

સ્વાદિષ્ટ ચાટણુ તેમ નિર્ભયપણે વાપરી શકાય છે. બાળક, સ્ત્રીઓ તથા પુરૂષો સર્વેને ગુણકારી છે. જીવનનું સેવન કરનારને નિરોગી બનાવે છે. શરીરમાં નિરોગીપણાનાં તત્વો વધારી લોહી તથા વીર્ય વધારી નબળાઇ, પાન્ડુ, ખાંસી, ક્ષય, છાતીનો દુખાવો અને છાતી તથા ફેફસાનાં દરદો સુધારી, અમ્લપીત્ત, વંધ્યાદોષ, નપુંષકત્વ તથા ધાતુ વિકારનાં દરદો મટાડવામાં આ કેસરી જીવન સર્વોત્તમ હોવાનો દાવો કરે છે. કીં રતલ ૧ ના રૂા. ૩ પોસ્ટેજ જુદુ.

વાપરવાની રીત-બાળકને રૂા. ० ભાર, તેથી મોટા બાળકને રૂા. ०॥ ભાર તથા મોટા માણસને રૂ. ૧થી રૂ. ૨ ભાર સુધી સવારમાં એક વખત જીવન સાથે ० શેર દુધ પાવું ને નાના બાળકને તેની રૂચી પ્રમાણે દૂધ પીએ તો પાવું કંઇ હરકત નથી.

## કર્ણીક તેલ [કાનના દરેક રોગ ઉપર]

કાનની બહેરાશ, કાનનો સોજો, કાનનું પાકવું, (વહેવું). રસી નીકળવી, શૂળ, સણકા મારવા, કાનની અંદર ફોલ્લી થવી કે કાનમાંથી પરૂ, લોહી, કે પાણી નીકળવું વગેરે દરેક કાનના રોગ માટે અકસીર તેલ છે. સવાર સાંજ કાનમાં બે બે ટીપાં પાડવાં. કીંમત શીશી એકનો રૂા. ૧-०-०

## જ્વરહર જુલાબ.

તાવની શરૂઆતમાંજ આ ગોળીની અસરથી પેટ સાફ થઇ જાય છે અને તાવ હલકો પાડે છે આ ગોળી નબળા માણસોને અને બાળકોને પણ સુખરૂપ આપી શકાય છે. તેમજ ચુંક, આંકડી વગેરે કોઇ પણ દરદ થયા સિવાય પેટમાંથી પુરતો ખુલાસો થઇ જાય છે. અને બીજી જે જે સ્થિતિમાં જુલાબ લેવાની જરૂર જણાય ત્યાં આ ગોળી ઘણી ઉપયોગી છે. તેમ પેટમાંથી કૃમિ વગેરે સાફ થઇ જાય છે. શીશીની કીંમત રૂ. ૧-૦-૦

## કફ પીલ્સ [ખદીરાદિ ગુટીકા. Cough Pills

ઉધરસ, સસણી. ઉંટાટીઆની ઉધરસ, સળેખમ, તથા છાતીનાં બીજા દર્દોમાં અને સાદ બેસી ગયો હોય ત્યારે આ આ ગોળી દિવસમાં ત્રણ ચાર વખત એકએક ગોળી મોંમાં રાખી રસ ચૂસવાથી (ગળવાથી) એકદમ આરામ થઇ જાય છે. તેમજ દમ, શ્વાસ. ક્ષયની ઉધરસ પણ આ ગોળીના સેવનથી નાબુદ થઈ જાય છે. સ્વાદિષ્ટ તથા રૂચી કરનાર અને મુખની દુર્ગંધી દુર કરનાર છે. શીશીનો રૂા. ૧-૦-૦ પો. જુદું.

## લીવર પીલ્સ.

યકૃત (લીવર), બરોલ, જીર્ણ, જ્વર, અશક્તિ, શરીરની ફીકાશ, પાન્ડુરોગ, શ્વાસનું ચઢવું. વગેરેને આ લીવર પીલ્સ થોડા સમયમાં મટાડી શક્તિ લાવે છે.

શરીરના સોજા. પેટ તથા પેઢુનાં દરદ, બરોલ, લીવર, કોજરીનો સોજો તથા દુખાવો એકદમ મટાડે છે ને શરીરમાં શક્તિ લાવી શરીર લાલચોળ બનાવે છે. કીંમત શીશી ૧ નો રૂ. ૧.

વાપરવાની રીત-બાળકને સવાર. બપોર, સાંજ અડધી અડધી ગોળી ને મોટા માણસને દિવસમાં ત્રણ થી છ ગોળી સુધી આપી શકાય છે.

# પ્રદર વિનાશક [આંબા મારે શકિતની દવા]

સફેદ પ્રદર, લોહીવા. ગર્ભાશયનો સોજો, દુખાવો, ઋતુનું સાફ ન આવવું, અનિયમિત આવવું, ગર્ભ ન રહેવો; સુવારોગ, ખાંસી, હાથ પગે ચુંથારો, પિશાબમાં કળતર, (જ્વર તથા પગના તળીયામાં થતી બળતરા), દાહ, રતવા, માથાનો અને કમ્મરનો દુખાવો. શરીરે ફીકાશ તથા બેચેની વગેરે દર્દો માટે ઘણીજ અકસીર દવા છે. તેમજ કસુવાવડ થતી મટાડી ગર્ભાશય સુધારી વંધ્યત્વ દૂર કરે છે. તેમજ સંગ્રહણી, અતિસાર મટાડી દસ્ત સાફ લાવે છે. બળ, બુદ્ધિ, કાન્તિ તથા શરીરની સુંદરતા વધારનાર આ દવા જેવી બીજી એકે દવા નથી.

વાપરવાની રીત—સવાર સાંજ ચોખાના ધોવણમાં એક એક ગોળી લેવી. કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂ. ૧)

## ખુની હર્ષ અને દુઝતા મસાનો મલમ

વાઢકાપ, આગ અગન કે બળતરા કે બીજી કોઇપણ જોખમદારી સિવાય માત્ર આ હર્ષનો મલમ ચોપડવાથી જડમૂળથી નાબુદ કરે છે. મલમ જરા આંગળી પર લઈ હર્ષ ઉપર દિવસમાં બે ત્રણ વખત ચોપડવો તથા જરાજરા ઘસવો. જેથી હર્ષ તદ્દન ચીંથરા જેવા થઇ નાબુદ થશે. કી. ડબી ૧નો રૂ. ૧–૮–૦

કંઇપણ ઈજા વગર હજારો દરદીઓને આરામ થાય છે.

વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.

# ક્ષયહર [સીરપસ્ટૅમીના]

આ સીરપ નામ પ્રમાણે ગુણ બતાવે છે આ સરબત શાસ્ત્રીય રીતે વનસ્પતિઓજ બનાવેલો છે લાંબા વખતનો હાડ જવર, વિષમ જવર, હાથ, પગ, બરડો, ખભાનું કળતર તથા હાથપગની બળતરા, શ્વાસ, ક્ષય, દમ, ધાતુ ક્ષય, ફેફસાંનો ક્ષય, લોહીનું કફમાં આવવું, છાતીની મુંઝવણ, ગભરામણ તથા દુખાવો, સળેખમ, કફનુંવારં વાર પડવું તથા થુકવું અગર કફની જગ્યાએ ફીણવાળો અગર પીળો કફ આવવો વગેરે ક્ષયહર સીરપનું સેવન કરવાથીજ આરામ થવા માંડે છે. વાપરવાની રીત—દિવસમાં ત્રણ વખત પાંચ પાંચ ટીપાં દૂધમાં નાખી પીવી. પરેજમાં તેલ, મરચુ, ખટાશ બંધ કરી દૂધ અને ભાત ખાઈ આ સીરપનું સેવન કરનારને ગેરન્ટીથી ખાત્રીપૂર્વક ઉપલાં દરદો મટે છે. શીશી ૧ નો ૧-૧૦-૦

૧ શુદ્ધ કસ્તુરી, કેસર, બરાસ, ચંદ્રોદય, રસસીંદુર, અમ્બર, સાચાં મોતી વગેરે ઉત્તમ ઔષધો વ્યાજબી ભાવથી ખાત્રી લાયક મળશે.

૨ તેલો લીમડાની લીંબોળીનું તેલ, માલકાંગણીનું તેલ, સુખડનું તેલ, અળસીનું તેલ, છાલ મોગરીનું તેલ, બદામનું તેલ વગેરે દરેક જાતનાં શુદ્ધ તેલો વ્યાજબી ભાવથી મળશે.

૩ દ્રાક્ષાસવ, કુમારીઆસવ લોહાસવ, કુટજારીષ્ટ વગેરે આસવો તથા અરીષ્ટો વ્યાજબી ભાવથી મોકલવામાં આવશે.

૪ વાસાસવ, ચ્યવન પ્રાશ અવલેહ, અભયામલકી વગેરે અવલેહો ચુર્ણો, ગોળીઓ વગેરે દવાઓ પણ મળશે.

વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.

# પ્રમેહ માટે ખાસ ચંદ્રપ્રભા ગોળી.

આ ચંદ્રપ્રભાના સેવનથી દરેક જાતના પ્રમેહ - લાંબા વખતના જુના પ્રમેહ, ચાંદી વગેરે-ને જડમૂળથી નાબુદ કરે છે. તોલા ૧ ના રૂ. ૧-૦-૦ સવાર સાંઝ એક એક ગોળી ગળો, ગોખરૂ તથા આમળાં (રસાયન ચુર્ણ) તો. ૧ને સાંજે સવારે તોલા ૫) પાણીમાં પલાળી મુકવું આ ગોળી ઉપર તે પલાળેલું પાણી ગાળી મધ તો. ાા નાખી પીવું. જરૂરથી જુનામાં જુનો પ્રમેહ ખાત્રીથી મટી જશે.

રસાયન ચુ૦:-ગળો, ગોખરૂ, આમળાં સરખે ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરવું.

## ધાતુ સંજીવની. TONIC PILLS.

આ ગોળી લેવાથી ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે; પુરૂષાતન કાયમ રાખે છે તેમજ વીર્ય વિકારના તમામ વ્યાધિઓને મટાડે છે અને વીર્યને ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને ફીક્કા પડી ગયેલા લોહીમાં ઉપયોગી તત્વો ઉમેરી શરીરને લાલચોળ બનાવનાર આ ગોળી વાપરવાની અમારી ખાસ ભલામણ છે. પરેજીની જરૂર નથી.

વાપરવાની રીત-સવાર સાંજ એકેક ગોળી કકડા કરી પાણી અગર દૂધ સાથે લેવી; પરંતુ ખટાશ અને તેલ બંધ કરનારને એકજ શીશીથી પુરેપુરો લાભ મળે છે.

કીંમત ડબી ૧ ગોળી ૩૨ના રૂ. ૧-૦-૦ પેકીંગ પોસ્ટેજ જુદું

વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.

સંત પ્રિ. પ્રેસ : અમદાવાદ